શ્રી.

श्री कृष्ण परमात्माना परमभक्त.

શીયળ સાધ્વી

# દેવી અનસૂયા.

## નૉવેલ.


રચનાર.

પા. ભગવાંનદાસ નાથાભાઇ.

અને

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પા. નાથાભાઇ લક્ષ્મીદાસ.


રચના આ અધીક રચીઓ જગ કર્તા ઈશ,
પાર ન પામે પામર તુજ ગતીનો કર્તા હર્તા જુગદીશ;
તમ પ્રતાપે ગ્રંથ સફળ થયોછે, પામ્યો હરીરશ પાર,
આર્યબંધુઓને માટે પ્રગટાવ્યું, દર્શાવા ભક્તીમાર્ગનો સાર.


અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબીલિ" પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭

મુલ્ય ફકત ૮ આના.

ૐ

# શ્રી ગુરૂ પરમાત્મને નમઃ

હાલના ચાલતા ત્રિકાળ કળી કાળના વખતમાં ધર્મ શું ચીજ છે. અને ધર્મ કયાં છે એવું સમજનારા કોઇકજ વિરલા છે પણ આગળના વખતનો કોઇ પણ વીચાર સ્મરણમાં લાવતા નથી. પણ આર્ય બંન્ધુઓ તમારે તો ખરેખર આગળ થઇ ગયેલા મહા પુરૂષોના વિચાર લેવા જોઇયે. કે જેવા નરસિંહ મહેતા, મીરાંબાઈ, ધનાભક્ત, પીપાજી, નામદેવ, રામાનંદ સ્વામી એવા આદીયો કે જેને પોતાના સુદ્ધ અંતઃકરણ વડે પ્રભુની પ્રેમ ભકતી કરી કરી મોક્ષપદને પામી પોતાનાં નામ અમર કરી ગયા છે, ને જેના ગુણો અધ્યાપી પર્યંત આનાશરૂપી જગતમાં ગવાય છે. એવા હરીજનો આજ થોડાજ છે, પણ હવે તો આ ચાલુ જમાનામાં જુદી જુદી જાતના ગ્રંથો જુદી જુદી ઢબછબમાં છપાઈ બહાર પડે છે, પણ તેમાં શું સાર ગ્રહણ કરવાનો છે, તે સમજનારા થોડાજ વિરલા પુરૂષો છે. પણ જો જ્યારે તેમાંનો સાર ગ્રહણ કરી જો કોઇ તે પ્રમાણે વર્તે તો આ લોકમાં તેમજ પરલોકમાં મોટો માન્યવંતો થઇ મોક્ષ પ્રાપ્ત કરવાને શકતીવાન થાય અને માયાનો અંધકારરૂપી પીછોડો પળમાં દુર થાય પણ હાલતો કેટલાએકના સમજવામાં એમ પણ આવે છે કે વાર્તાનું વાંચવું કેવળ નીરૂપયોગી છે. એમ જેઓનું સમજવું હોય એ તદન ગેરવ્યાજબી છે જો માત્ર પ્રેમનાં ટાહ્યલાંથી ભરપુર વાર્તાઓ અગર નૉવેલો માટે એ મ કહેવાતું હોયતો તે ખરૂં છે પણ જે ધાર્મીક કથા નીતી

રીતીથી ભરપુર ઐતીહાસીક નૉવેલો છે તેના માટે તો કહીજ ના શકાય. કારણકે વાર્તાના વર્તમાન સમયમાં બે પ્રકારો પડેલા છે તે એક ઐતીહાસીક અને કાલ્પનીક છે તેમાં ઐતીહાસીક અતિ શ્રેષ્ટ છે અને કાલ્પનીક મધ્યમ છે તો જુવો કે કાલ્પનીક વાર્તાના ગ્રંથમાં નીતી રીતી ધર્મ એ વિષેના જે વિષયો સારી રીતે ચર્ચી શકાયછે. પણ ઐતીહાસી વાર્તા વાંચવાના પ્રસંગથી એક પંચને દો કાજ થાય છે. કારણકે જો ઐતીહાસીક ધાર્મીક વાર્તાઓના ગ્રંથો વાંચી તેમાંનો સાર ગ્રહણ કરેછે તો તેમનું મન પણ તેવાંજ કાર્યો કરવામાં ગુંથાય છે. તેમજ આ પણ એક જુની ધર્મ કથા છે. પરંતુ હાલના સમય પ્રમાણે તેમાં જુજજાજ કાલ્પનીક બાબત દાખલ કરી નવલ કથાની લેખણ રૂઢીને અનુસરી આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. અને પુસ્તક કરવામાં હું કેવો વિજયી થયોછું તે આપ સુજ્ઞ ચાંણાક્ષ વાંચકોએજ જાણવાનું છે. તેમજ મારો વિધાના વિશાલ ક્ષેત્રમાં ગ્રંથરૂપી બજારનો આ પ્રથમનોજ પ્રયાસ છે. અને તે શ્રી દુવારકાંવાશી શ્રી કૃષ્ણ વાસુદેવના પ્રતાપથીજ આ લઘુ પુસ્તક કરવામાં આવ્યું છે તો વ્હાલા વાચકો ગણુ માત્રા વાકય ફેર આદી જે કંઈ ભુલ ચુક હોય તે પ્રતિવાચકો ક્ષમા દ્રષ્ટીથી નીહાળી મને આપનો આભારી કરીશો. એવી મારી નમ્રતા પુર્વક અલ્પ પ્રાર્થના છે.

———o———

# અર્પણ પત્રીકા

## ધર્મઃ અર્થઃ કામ અને મોક્ષના અધી-
## પતી દુવારકાં વાસી શેઠઃ શ્રી કૃષ્ણ
## પ્રભુ વસુદેવની પવિત્ર શેવામાંઃ
## મુઃ દ્વારકાં.

કૃપા ક્ષમા અને દયાની મુર્તી. એવા જે શ્રી પ્રભુ જોગ લી૦ આપનો દાસાનું દાસ ભગવાનના સાષ્ટાંગ દંડવત સાથે આપે મને મનુષ્યા દેહ આપી કૃતાર્થ કર્યો અને આપે જન્મને સર્વમાં કુશળ કર્યો તો હું આપના એવા અથાગ કરેલા ઉપકારનો બદલો કોઇ રીતે વાળી શકવા સમર્થ નથી તો પણ આપ-નીજ સુપ્રેરણાએ કરી ભક્તી માર્ગ દર્શાવી પોતાના શીયળનો પ્રભાવ પ્રસરાવી અને સત્યને રસ્તે ચા-લનાર આપનાં પરમ ભક્ત-શીયળ સાધ્વી અનસૂયાનું નૉવેલ યાને જીવનચરીત્ર તમારા સેવકે લખ્યું છે ને તે લખવાનો શ્રંમ તમારીજ કૃપા વડે સફળ થયો છે તો આ તમારી પરંમ ભક્તનું જીવંન ચરીત્રનું લઘું પુસ્તક આપનેજ સમર્પણ કરી અત્યાનંદ પામુંછું તો મુજ રંકની આ અલ્પ ભેટનો સ્વીકાર કરી કૃતારથ કરશોજી એમ આ દાશ આશા રાખેછે.

લી. દાસાનું દાસ.

તમારો શેવક

ભગો

ॐ श्री गुरु परमात्मने नमः

# ભારત ભૂમીનો વીજય

# સતી અનૂસોયા

**સ્તુતી** ગજાનન દુંદાળા.

**શંભુ** સુત સુંડાળા, મેરા કાર્ય કરો સબ સુદ્ધ; શં.
પ્રથંમ પ્રણુમું પાર્વતી પુત્ર, અલ્પ આવી મુજ બુદ્ધ. શં.
અંગે અલંકાર અતિશય ઓપે તેલ સીંદુર સાથે દુધ;
મુખક સ્વારી શીવસુત તારી, વીનવી કહું હું કુબુદ્ધ.
સતી અનૂસોયા ચરીત્ર આજ વર્ણવી બતાવું હું ખુધ;
ભગવાંનદાસ તારૂં કરત આરાધન, આપો મતિ સુદ્ધ બુદ્ધ.

મારા વ્હાલા વાંચક વૃંદો આ મારો પૃથ્વીરૂપી બજારમાં પ્રથમનોજ પ્રયાસ છે, તો મારી આપના પ્રત્યે નમ્રતા પુર્વક એટલીજ વીનંતી છે કે આ લઘુ પુસ્તકમાં જે જે કંઇ પણ ગણુ માત્રા વાક્ય ફેર હોય તો તે મહેરબાની કરી આપે સુધારી વાંચી લેવા કૃપા કરવી અને મને મારી ભુલની માફી બક્ષવી. એમ આ શેવક આશા રાખે છે તેમજ લક્ષ દઇ આ લઘુ પુસ્તક પ્રત્યેક ભાઇઓ તથા બ્હેનો વાંચી અગર શ્રવણુ કરી સ્વદેશીને ઉતેજન આપશો તો હું આપનો અધીકા અધીક આભારી થઇશ અને મારા તરફથી બીજી નોવેલો જે કે પરસુરાંમ જન્મ ચરીત્ર અને કાંમકટાકક્ષ આદી પુસ્તકો થોડાજ વખતમાં માન્યવંતા સ્વદેશી બંન્ધુઓની શેવામાં હાજર કરવા અતિ ઉત્સાહી થઇ સ્વદેશીયોની સેવા બજાવીશ.

B. N. P.

# પ્રથંમ પરીચ્છેદ ૧

## સૃષ્ટીની ઉત્પતી.

### ગાયન ૧.

જય જય ભુમી માંહી, જય વિભુ અકલ ગતી ન્યારી;
શુભકર જગધર દુઃખહર સુખકર નૃપવર જયકારી. વિ.
દીનતાઇનો તું ન્યાઇનો નીતી અતી શારી,
જગ શુભ ધંન તું વિધ્ન હરંતું છો દાતા ત્રાતા શાતા;
શાંન્તીકારી નવતુજ સમહર જય શાંન્તીધર
નરવર જગધર જય ત્રિભુ મોરારી,
સુર્ય ચંદ્ર દેવી દેવતા આજ્ઞા પાળે તારી,
આખા વિશ્વમાં અખંડા નંદની લીલા જુવો ધારી

---



આ જથી પુષ્કળ વર્ષોપર જ્યારે સમુળકી સૃષ્ટી ન્હોતી, અને સૃષ્ટી ઉત્પન કોણે કરી કેમ થઇ એ કોઇના જાણવામાં ન્હોતું અને જ્યારથી સર્વના જાણવામાં આવ્યું ત્યાંથી દરેક ગ્રંથોમાં પણ સૃષ્ટી ઉત્પન્ન કર્ત્તાના જુદા જુદા પ્રકારો બતાવ્યા છે. એતો હોય વાંચકો ગ્રંથે ગ્રંથોના મત ભેદ જુદાજ હોય છે. તેમાં આપનું લક્ષ વધારે ન રોકતાં આગળ ઉપર ખેંચુ છું.

જુવો જ્યારે સૃષ્ટી ન્હોતી ત્યારે શું હતું નીર અને ફક્ત તેજસ્વી ગોળો એ બેજ હતાં એ ગોળો શાનો એ બીજા કશાનો નહી પણ નીરંજન નીરાકારના તેજનોજ હતો જ્યારે એવો આભાસ એકાએક થઈ ક્ષીર સાગરમાં સમા

ઇ જઇ શેષપર શયન કર્યું એ શેષપર શયન કરનાર કોણ એ પોતેજ આ વિશ્વના મા બાપ વિશંભર કે જેમનું નામ શેશનારાયણ શ્રીકૃષ્ણપરમાત્મા પણ એ પોતેજ હવે જ્યારે કોઈ કોઈ વખત શ્રી પ્રભુ જળ ઉપર સાગરમાંથી નીકળી આવતા ત્યારે તેમને જ્યાં ત્યાં નીર સીવાય કસુ જોવામાં આવતું નહોતું તે ઉપરથી એક વખતે એમના હું અંતઃકર્ણમાં એવો વિચાર આવ્યો કે હુંછું એમ મને તેમજ મારા નાંમનો પ્રભાવ કોણ જાણી શકશે અને મારી સાથે કોણ ઓળખાણ કરશે, અને મને ઓળખશે કોણ માટે જો હું સૃષ્ટી પેદા કરૂં તો સૃષ્ટીમાંના લોકો મને ઓળખતા થશે પણ તે તે શી રીતે ઓળખશે તેમના જાણવામાં શું આવશે કે આપણને કોને ઉત્પન્ન કર્યા માટે સૃષ્ટી પણ ઉત્પન્ન તો જરૂરજ કરવી અને સર્વેને મારા ચમત્કાર બતાવવા શાથી કે આગળ કલીયુગ આવે છે માટે જો સૃષ્ટી ઉત્પન્ન થતાંજ ચમત્કારો બતાવવામાં આવે પછી તમામ સૃષ્ટીના મનુષ્યો આગળના ચમત્કારો યાદ લાવી સારા પાયાપર આવી જઈ પોતાનો શું ધર્મ છે તે જાણે અને મને ઓળખે પણ જો હું ઇચ્છા શક્તીને મારી ઇચ્છાથી ઉત્પન્ન કરૂં તો તે કંઇક મારા કામમાં લાભ કારક થઈ મદદ કરે આવી ઈચ્છાથી પોતે ઈચ્છા શક્તીને ઉત્પંન કર્યા તેજ વખતે ઈચ્છા સક્તીએ નમ્રતા પુર્વક પાયે પડી બે હાથ જોડી પુછવા લાગ્યાં.

**ઈશ**—અહો વિશંભર શેષનારાયણ પ્રભુ તમોએ મને શા માટે ઉત્પન્ન કરી.

**શેના**—બોલ્યા કે મારી અનેક ઇચ્છાઓ પુર્ણ કરવા.

**ઇશ**—અહો પ્રભુ, તમારી ઇચ્છા હું શું પુરી કર-

વાની હતી આપતો અંતરયામી છો તો ધારો તે પલમાં કરી શકો તેમ છો.

**શેના**—તે તો ખરૂં પણ આ વખતે જે ઇચ્છા મારી થઈ છે તે પરીપુર્ણ કરવા માટે તમોને ઉત્પન્ન કર્યાં છે માટે કહો તમો મારી ઇચ્છા પુર્ણ કરવામાં લાભ લઈ મદદ કરશો કે કેમ.

**ઇશ**—શા માટે નહી હું તો આપને આધીનજ છું તેમજ જ્યારે આપની ઇચ્છા પણ એમજ છે તો હું પણ આપની ઇચ્છા અનુસારે વર્તવા તૈયાર છું માટે હવે વધુ વિલંબ ન કરતાં કહો આપની શી ઇચ્છા છે

**શેના**—મારી ઇચ્છા એવી છે કે હવે નવેશરથી ફરી નવી શૃષ્ટી ઉત્પંન કરવી.

**ઇશ**—મારી પણ તમારી ઇચ્છા જોઇ વધારે ખુશી છે સૃષ્ટી ઉત્પંન કરવામાં ફાયદો પણ છે અને નુકશાન પણ છે માટે આપજો આપની થયલી ઇચ્છા એટલેથી આગળ ન વધવા દેતાં માંડી વાળો તો સારૂં

**શેના**—કેમ વારૂં દેવી એમ બોલ્યાં કહો ફાયદો શું છે અને નુકશાન પણ સું છે મારે તો સરવે સરખું છે પણ જ્યારે તમોએ કહ્યું ત્યારે જણાવો.

**ઇશ**—ફાયદો તો માત્ર એટલોજ કે સૃષ્ટી ઉત્પન્ન થયા પછી તમારા બાંધેલા નીયંમ પ્રમાણે વર્તશે તો તે સદા સુખચેનમાં દીવસ ગુજારી આપની હજુરમાં ખડો થશે અને નુકશાન તો માત્ર તેમને નહી પણ આપણને જ છે કે જ્યારથી સૃષ્ટી ઉત્પન્ન કરીશું ત્યારથી તમો સૃષ્ટીના પીતા અને હું શક્તી તે સૃષ્ટીના માતા થઇશ હવે કહો જ્યારે એ પ્રમાણે આપડે તેમના માતા પીતા થવા-

ના ત તે પ્રાણીયો તમારા બાંધેલા નિયમો પ્રમાણે ન વર્તે અને છેવટે આપણી હજુરમાં આવે ત્યારે અગર સૃષ્ટીમાં જ હોય ત્યારે આપણે તેને શીક્ષા કરવી પડે તો કહો છોરૂં કછોરૂં થાય પણ તેના મા બાપથી તે પ્રમાણેના થવાય તો પછી આપણાથી તેને શિક્ષા પણ કેમ થાય અને જો શીક્ષા ન થાય તો તે વલી બીજી વખત વધારે અઘોર કર્મ કરે.

**શે. ના**—વાહ ઇચ્છા શક્તી તમોએ પણ ઠીક શોધી કહાડ્યું પણ તમો જાણો છો એતો સૃષ્ટી જેમ જેમ ર-ચાવા માંડશે તે પ્રમાણે તેવા સીક્ષા કરનારા થશે કારણ કે જ્યારે સૃષ્ટી માંડેલા મનુષ્યો સારા સુભ રસ્તે વર્તનારા તેમજ તેની સાથે નઠારાં કર્મ કરવાવાળા પણ પેદા થવા-નાં તો પછી તેમને શીક્ષા કરનારા કેમ પેદા નહી થશે. એતો સૃષ્ટીના મનુષ્યો ગમે તેમ વર્તે પણ આપણે તો અદલ ન્યાય રાખવાનો છે.

**ઇ. શ**—પ્રભુ જ્યારે તમારી એમજ ઇચ્છા છે તો હું પણ તમારી ઇચ્છાને આધીનછું.

**શેના**—ત્યારે જુવો હવે તમોને કહેવામાં એટલુંજ છે કે તમો તમારા પ્રતાપના પ્રભાવ વડે કરી બ્રહ્માને ઉ-ત્પન કરો અને તેમની સાથે સૃષ્ટીના વહેવાર માંડો એમ કહી ભગવાન અંતરધ્યાંન થયા.

ઈ. શ—પછી શકતીએ પોતાના પ્રભાવવડે કરી પ્ર-થમ બ્રંહ્માને ઉપત્પન કર્યા ત્યારે બ્રંહ્માજી ઉત્પન થતાંજ બે હસ્ત અને ત્રીજું મુસ્તક સતીના ચર્ણાર્વીંદમાં મુકી ઉભા રહ્યા. અને કહ્યું કે અહો જુગદંબા માતુશ્રી.

**બ્રહ્મા**—તમો એમને શા માટે શી ઇચ્છાથી ઉત્પન્ન કર્યા છે.

**ઇ.શ**—બ્રંહ્માં બ્રંહ્માં હવે માતુશ્રી કેહેવાને તમે મને લાયક નથી. જુવો મારે અને શેષ નારાયણને હમણાંજ થોડીકવાર પર મેળાપ થયો હતો. મને પણ તેમણે તેમની ઇચ્છાવડે ઉત્પન્ન કરીછે. અને તેમની આજ્ઞાના મુજબ મારી ઇચ્છાવડે મેં તમને ઉત્પન્ન કર્યા છે.

**બ્રહ્મા**—ઓહો ! માતુશ્રી તેમની તે વળો એવી શી ઇચ્છા થઇ કે નીરભયપણે સાગરમાં શયન કરવાનું મુકી તમને ઉત્પન્ન કર્યા ને પાછાવલી તમોએ અમોને ઉત્પન કર્યા. એ ભગવાંનને પણ જપ નથી તો જો જંપ હોયતો વળી મને ને તમને શું કરવા ઉત્પન્ન કરી તમને આજ્ઞા કરત પણ કહો હવે શી ઇચ્છા છે.

**ઇ. શ**—જુવો બ્રહ્માજી શેષનારાયણની મરજી ફરી નવે શરથી સૃષ્ટિ રચવાની છે અને તેનાજ માટે મને તેમણે ઉત્પન્ન કરી તમને ઉત્પન્ન કરવા આજ્ઞા આપી જણાવ્યું કે તમો બ્રંહ્મા સાથે સંસાર વ્હેવાર માંડી સૃષ્ટીનો પાયો રોપવા શરૂ કરો. માટે હવે તમે તેમની ઇચ્છાને અનુસારે વર્તી મારી સાથે સંસાર માંડો.

**બ્રહ્મા**—માતુશ્રી આપ એ શું વદયાં મારાથી એમ કેમ બને જો હુંજ તમારી સાથે એવો સંસાર માંડું તો પછી રચાયલો સૃષ્ટીના લોકો શું કહેશે. કારણકે આપે મને ઉત્પંન કર્યો, માટે આપ તો મારી જનેતા રૂપે માતુશ્રી થયાં તો જ્યારે એવા નીચ કામમાં જો હું પડું તો પછી જ્યારે સૃષ્ટી ઉત્પંન થાય ત્યારે તે પણ કહે કે એમાં શું. બાપે એમના માતુશ્રી જોડે એવો વ્હેવાર ચલા-

ત્યો છે તો આપણને શું હરકત છે. એમ ધારી સગો દીકરો સગી માનો સાલ્લો કાઢી તેમની લાજ આબરૂપર પગ મુકે માટે હે મંમાયા માતુશ્રી જુગતંબા જો આપ એવો વિચાર મારે માટેજ રાખતાં હોતો એટલેથીજ હવે આપનો વિચાર મુલતવી રાખો. જ્યાં સુધી મારામાં ખઈ બ્રહ્મપણું છે ત્યાં સુધી તો આ બ્રહ્મમાં કદી પણ એ કામમાં નહી પડે.

ઇ. શ—જુવો બ્રહ્મમાં તમારે અને મારે જે કરવાનું છે તે શ્રી શેષનારાયણની આજ્ઞાથીજ. માટે માની જાવ.

બ્રહ્મા—જ્યારે આપ એમજ કહોછો ત્યારે શેષનારાયણે પોતેજ કેમ તમારી સાથે સંસાર વ્હેવાર ના માંડ્યો. પણ તે સર્વે સમજે છે કે કંઇ સાગરનું જળ ખાબોચીયામાં સમાયજ નહી. માટેજ તમોએ મને ઉત્પન કરી સંસારવ્હેવારની પ્રપંચ જાળમાં ફસાવવા યુક્તી કરી પણ આપણે તે કામમાં ઘણા નારાજ છીયે, કે એવા અવળા રસ્તે ન ચડવું. તેમને ફાવે તો સૃષ્ટિ ઉત્પંન કરે નહીતો ક્ષીર સાગરમાં મોજ કરે. જો તેમને જ્યારે ક્ષીર સાગરમાંથી સૃષ્ટી રચી બહાર પડવાની મરજી હશે તો ગમે તે પ્રકારે તે સૃષ્ટિ ઉત્પંન કરશેજ. પણ આપણે તો તમારી સાથે એવા અવળા વ્હેવારમાં જોડાવાના નથી, તમારે ફાવે તેમ કરો.

ઇ. શ—જુવો બ્રહ્મા તમો તમારી હઠ છોડી મારા કહેલાં વચનને આધીન થાવ, નહીં તો ફાયદો નહી કાઢો સમજ્યા.

બ્રહ્મા—ભલે દેવી તમારી જેમ ઇચ્છા હોય તેમ કરો ફાયદો નહીં નીકળે તો મારે ફાયદો જોઇતો નથી.

ઇ. શ—જુવો હજી કહુંછું કે માનો, માનો. આ છેવટના શબ્દો કહુંછું કે માનો, નહી તો હમણાં કાંઇક વિપરીત થશે.

બ્રહ્મા—હજી કેટલીવાર કહેવડાવોછો. ભલે વિપરીત થાય તો થાય, પણ આપણી તો ના, ના ને ના. જ્યારે બ્રહ્માને આ પ્રમાણે ઘણું સમજાવ્યાં છતાં ન માન્યુ ત્યારે અતી ક્રોધાયુક્ત થઇ કહ્યું કે જાવ બળી ભસ્મ થાવ તેજ વખતે બ્રહ્મા બળી ભસ્મ થઇ ગયા.

ઈ. શ—અને દેવી વિચાર કરવા લાગ્યાં કે પોતે શેષનારાયણે તો ક્ષીરસાગરમાં નીરાંતે શયન કર્યું છે, અને મને આ લપ વળગાડી છે. પણ તેમાં મારી આ પ્રથમનીજ યુક્તી ફળદાયક નીવડી નહીં. ને હવે એ પણ સમજી ગયા હશે તેથી તે પણ હવે મને મળશે નહી. માટે હવેતો જેવી રીતે બ્રંહ્માને ઉત્પન કર્યા હતા, તેવી રીતે એમને ઉત્પન કરી એમની સાથેજ સંસાર વ્હેવાર માંડું. એમ નીર્ણય કરી તરતજ પોતે શ્રી પ્રભુને ઉત્પંન કરવાની ઇચ્છા કરી તેજ વખતે શ્રી પ્રભુ તે દેવીના પ્રતાપવડે એક સ્વરૂપે સાગરમાં ને બીજા સ્વરૂપે દેવી સન્મુખ આવી ખડા થયા. ને એ હસ્ત જોડી પ્રણામ કરી કહ્યું.

શે. ના—અહો મંમાયા કહો મને શા માટે ઉત્પંન કર્યો.

ઇ. શ—શ્રી પ્રભુ તમને શા માટે ઉત્પંન કરવામાં આવ્યા છે તે આપ સર્વ સમજો છો, માટે હવે આપને વધારે ન કહેતાં એટલુંજ કહેવાનું કે, મારી ઇચ્છા બ્રંહ્માએ પુર્ણ કરી નહી માટે હવે તો તમેજ મારી ઇચ્છા પુરી કરો. અને સંસારવ્હેવાર માંડવા તત્પર થાવ.

શો. ના—માતુશ્રી ક્ષમા કરો, ક્ષમા કરો દોષપ-હરો પણ આપણાથી તો તમારા કહેવા પ્રમાણે નહી થાય કારણ કે જ્યારે મારેજ એ કામમાં પડવું હોત તો વળી તમને બ્રહ્માને ઉત્પંન કરવા શા માટે કહેત. માટે જો હુંજ પહેલવહેલો તમારી સાથે એવો સંબંધ બાંધુ તો પછી સૃષ્ટી ઉત્પંન થયે મનુષ્યો શું બાકી રાખે. માટે વિચારો ! આપે મને ઉત્પંન કર્યો એટલે આપતો મારાં માતુશ્રી થયાં.

ઇ. શ—જુવો પ્રભુજી આ બીજી વખત આપને વિનવી કહુંછું કે તમો મારા પર જે માતુશ્રી ભાવ રાખો છો તે ભાવ ન રાખતા તમો મારી સાથે સંસારવ્હેવાર માંડો નહીં તો વીપત્તી વેઠવી પડશે.

શો. ના—ફીકર નહી માતુશ્રી સૃષ્ટી ઉત્પન્ન થયા પછી તો મારે અનેક વિપત્તીયો વેઠવીજ પડશે તો તે વેઠીશું તો હાલમાં તમારા તરફથી જેટલી પડશે તેટલી તે વખતે ઓછી વેઠવી પડશે માટે માતુશ્રી એ ફીકર રહી જેટલી વીપતી આપે આપવા ધારી હોય તેટલી વિપતી આપી મને કૃતારથ કરો એવાં ક્યાંથી ધન્ય ભાગ્ય કે માતુશ્રી તરફની આવતી વિપતીયો વેઠવાની અહો મારૂં શું ભાગ્ય છે પણ માતુશ્રીના સરીરને સ્પર્શ કદી નહીં કરૂં.

ઇ. શ—જુવો પ્રભુ શમજતો ઠીક નહીં તો બાલી ભસ્મ કરીશ

શો. ના—એકવાર નહીં અનેકવાર માતાના હાથથી બળી ભસ્મ થવું એથી ઉત્તમ શું અને વળી માતા પ્રત્યે એવો ખોટો સંબંધ બાંધવો એથી ભુંડું શું માટે દેવી આપ જે ઇચ્છા રાખતાં હો તે ઈચ્છાને ઝટ અમલમાં લાવો હું તૈયાર છું.

ઇ. શ—લો ત્યારે તમે પણ લેતા જાવ, જાવ બ-ળી ભસ્મ થાવ. જ્યાં દેવીએ એવું કહ્યું કે તરતજ શેષ નારાયણનું બીજું સ્વરૂપ બળી ભસ્મ થઇ ગયું, અને દેવી પાછાં વિચારમાં પડયાં કે બએ જણને ઉત્પન કર્યાં તથાપી મેં એકે પણ મારી આશા પરીપુર્ણ કરી નહી. હવે મારે કોને ઉત્પન કરવા. એમ વિચાર કરી દેવીએ રૂદ્રને ઉત્પન કરવા નક્કી કર્યું, અને રૂદ્રને ઉત્પન કરવાની જ્યાં દેવીએ ઇચ્છા કરી કે તરતજ દેવીના પ્રભાવ વડે કરી તરતજ રૂદ્ર સન્મુખ આવી ઉભા રહ્યા અને કહેવા લાગ્યા કે;

રૂદ્ર—અહો શક્તી કહો તમે મને શા માટે ઉત્પ-ન કર્યાં.

ઇ. શ—મને શેષનરાયણ તરફથી નવે શરથી સૃષ્ટી રચવાની આજ્ઞા થઈ છે અને તેમની આજ્ઞા અનુસારે સૃષ્ટી રચવાની છે, તે કામમાં તમારી મદદની જરૂર છે.

રૂદ્ર—શું તે કામમાં મનેજ હુંડી કાડયો મારા ક-રતાં બ્રહ્મા વિષ્ણું કયાં કમ છે. તેતો વિચારો

ઇ. શ—તે તમારૂં કહેવું યથાર્થ વ્યાજબી છે છતાં તમને મેં જેવી રીતે ઉત્પન કર્યા તેવીજ રીતે તેમને પણ ઉત્પન કરવામાં આવ્યા હતા પણ લાચારકે તેઓ બેએ-માંથી એકે પણ મારી આશા પરીપૂર્ણ કરી નહી.

રૂ.—કહો ત્યારે તમારી શી ઇચ્છા છે.

ઇ. શ—મારી એટલીજ ઇચ્છા છે કે, આપ શ્રીવિ-ષ્ણુંનો બોલ રાખી સૃષ્ટી ઉત્પન્ન કરવામાં માહારી સાથે જોડાવ અને સંસાર વહેવાર માંડો.

રૂ.—તેતો ખરૂં પણ વિષ્ણુ તથા બ્રહ્મામાં કયાં છે.

તેઓ ને બોલાવો. જો તેઓ આવે તો કંઇક તમારી આશા પરીપુર્ણ થાય.

ઈ. શ—અરે રૂદ્ર આપ આ શું કહો છો તેઓને તો મેં બાળી ભસ્મ કર્યા કેમકે તેઓએ મારૂં અપમાન કર્યું.

રૂ.—અરરર દેવી. તમોએ ઘણુંજ ઘેર વ્યાજબી અત્રટીત કૃત્ય કર્યું છે તો હવે આપણે પણ એમના સીવાય એક પણ પગલુ આગળ ભરવાની ઇચ્છા નથી.

ઈ. શ–તે તો ઠીક પણ તેઓ કદાચ અહીં તમને મળે તો

રૂ.—હાજ્યારે તેઓ મને અહીંયા મળે ત્યારે તો હું તમારી સાથે સંસાર વેહવાર માંડું પણ આવા રૂપમાં તો નહીંજ. જો તમો તમારૂં આ રૂપ ફેરવો તો તમારી સાથે ખુશીથી ગૃહસ્થાશ્રંમ માંડું.

ઈ. શ—ભલે જેવી આપની ઇચ્છા એમ કહી દેવીએ તરજ વિષ્ણુ તથા બ્રહ્માનું ધ્યાન ધર્યું જેથી તેઓ ત્યાં હાજર થયા તેમજ દેવીએ પણ તરતજ પોતાનું રૂપ ફેરવી નાંખ્યું હવે વિષ્ણુ બ્રહ્મા તથા શંકર એ સર્વ હર્ષથી અરસ પરસ ભેટી ક્ષેમ કુશળ પુછવા લાગ્યા,

ઈ. શ—અહો માહા રૂદ્રનાથ જુઓ હવે આપના કહેવા મુજબ મેં મારૂ સ્વરૂપ ફેરવી નાંખુ છે તો હવે આપ માહારા ઉપર કૃપા કરી મારી સાથે સંસાર વેહેવામાં જોડાઓ.

રૂ.—હા શક્તી ખુસીથી શ્રી પ્રભુ તથા બ્રહ્મા માહારાં લગ્ન આ શક્તી સાથે જોડી આપો જેથી વીષ્ણુ તથા બ્રહ્માએ ઘણા હર્સથી તે શક્તીના લગ્ન માહા રૂદ્ર સાથે કરી આપ્યાં.

વી.—કેમ બ્રહ્માજી હવે આપણે આપણા ધારેલા સૃષ્ટી ઉત્પન્ન કરવાના કાર્યમાં ફતેહમંદ નીવડયા છીએ તે-મજ શક્તી અને રૂદ્રનાં લગ્ન પણ થઈ ચૂકયાં છે અને હવે સૃષ્ટીનો પાયો માંડવો તમારા હાથમાં છે માટે આજથી તમારે સૃષ્ટી ઉત્પન્ન કરવાના કાર્યમાં અતી ઉત્સાહી થવું અને સૃષ્ટી તમારેજ ઉત્પંન્ન કરવી.

બ્ર.—શો કાંઇ વાર લાગીજ ઝટ દઇને કામ સોંપી દીધુ કે સૃષ્ટી તમારેજ ઉત્પંન્ન કરવી પણ સૃષ્ટી ઉ-ત્પન્ન થયા પછી તેનુ પાલન પોષણ કોણ કરસે તે વીસે કાંઈ વીચાર કર્યો.

વી.—બ્રહ્મા તમે આમ એકદમ ઉતાવળા શું કરવા થાઓ છો જુઓ જ્યારથી બાલકને માતાના ગર્ભમાં મુકો ત્યારથી તે બાલક પુરે માસે અવતરતા સુધી માતાના ગર્ભ સ્થાનમાં તેનું રક્ષણ તમારે કરવું અને ત્યાર પછી તેનુ પા-લણ પોષણ કરી ઉછેરવામાં હું પાલણહાર થઇશ હવે શંકરે એટલુંજ કરવાનું કે જેમ જેમ સૃષ્ટીમાં વસ્તીનો વધારો થતો જાય તેમ તેમ સો સોના લેખ પ્રમાણે તેનો સંહાર કરતા રહેવું. આજથી જાઓ તમારૂ નામ સૃષ્ટી ઉત્પન્ન કરતા બ્રહ્મા પાલન કરતા વીષ્ણુ ને સંહાર કરતા શંકર એ પ્રમાણે સર્વને કામ સોંપી વીષ્ણુ વૈકુંઠમાં ગયા શંકર કૈલાસમાં ગયા ને બ્રહ્મા પોતાને સ્થાનકે ગયા. આ પ્રમાણે સૃષ્ટીનો ક્રમ માહા રૂદ્રથી મંડાયો. અને બ્રહ્માએ પોતાને કામ લાગે તેવા દેવો ઉત્પન્ન કર્યા અને સર્વને સર્વના કાર્યમાં પ્રવીણ કરી સૌને સૌના કામ સોંપી દીધા.

હવે સૃષ્ટીનો ક્રમ મંડાયા ને ઘણા વર્ષ થયાં અને જે જે પ્રજા ઉત્પન્ન થવા માંડી તે જેવા શંકર હતા તે-

વીજ પ્રજા ઉત્પન્ન થવા માંડી માહા બીહામણી બે ડોળ કદરૂપી અને મહા ભયાનક લાગે તેવી પ્રજા ઉત્પન્ન થયેલી જોઈ અને તેમાં પાછો વધારો નહી થતો જોઇ ભગવાને બ્રહ્માને કહ્યું કે આ પ્રજા આવી બીહામણી ઉત્પન્ન થઈ છે માટે તમો હવે કોઈ પણ યુક્તીથી મનુ પ્રજા ઉત્પન્ન થાય તે પ્રમાણે કરો તે ઉપરથી બ્રહ્માએ પોતાના અંશથી મનુ, નારદ, કસ્યપ, કૃદમ, દક્ષ અને અત્રી રૂષીને પોતાના જમણા અંગુઠામાંથી ઉત્પન્ન કર્યા આદી એ પ્રમાણે રીતના પોતે દસ પુત્રો ઉત્પન્ન કર્યા તેઓને સૃષ્ટી સર્જવાના કામમાં રોકી તેમને સૃષ્ટી સરજવાની આજ્ઞા આપી હવે સર્વ સર્વના કામમાં રોકાયા અને મનુથી સત્રુપાને વીસે દેવહુતી, પ્રસુતી અને આકુતી એવી રીતની ત્રણ પુત્રીયોનો જન્મ આપ્યો હતો. તેમાં સત્રુપાની સલાહથી રાજાએ બાઈ વાલી આકુતીને રૂચી રૂષીને અર્પણ કરી ને દેવહુતી કૃદમ રૂષીને આપીને પ્રસુતી બ્રહ્માના પુત્ર દક્ષને આપી એ પ્રમાણે ત્રણે કન્યા ત્રણ સ્થાનકે પરણાવી હવે દક્ષ એ પોતાનો ગૃહસ્થાશ્રમ પ્રસુતી સાથે માંડયો ત્યાર પછી અનુક્રમે બીજી ચાર અસ્ત્રી પોતે પરણ્યા હવે જ્યારે પાંચ સ્ત્રીઓ પોતાને થઈ ત્યારે પોતે તે પંચ જનીને વીસેથી હર્યે સ્વનામના દશ હજાર પુત્રો ઉત્પંન્ન કર્યા એ સર્વ દાક્ષાયણોને દક્ષે આજ્ઞા કરી કે તમો પશ્ચીમમાં જઈ પ્રજા ઉત્પન્ન કરો તેથી તેઓ પોતાના પીતાની આજ્ઞા પ્રમાણે પશ્ચિમ તરફના મુલકમાં ગયા જ્યાં સીંધુ નદીનો સમુદ્રમાં સંગમ થાય છે ત્યાં આગળ આવ્યા અને ત્યાં આગળ તે લોકો સેવેલ નારાયણસર નામના તીરથમાં ગયા અને ત્યાં તેઓ ઉગ્ર તપ કરી પ્રજાની વૃદ્ધી કરવામાં યત્ન કરવા લાગ્યા એ-

વામાં દેવ રૂષી નારદજી ત્યાં આવ્યા. ને તે લોકોને દર્શન આપી પાવન કર્યા ! હવે સુજ્ઞ વાંચકો અમારો આ પ્રથમનો પ્રયાસ છે, એમ અમે આગળ જણાવી ગયા છે. છતાં સંકલ્પ વિકલ્પ થાય તો તેનો ખુલાશો આપ સુજ્ઞ વાંચકોએજ કરી લેવો જેથી હું આપનો અધીક આભારી થઈશ.

---

# દ્વીતીય પરીચ્છેદ.

---



વે પેલા દક્ષ પુત્રોએ નારદનાં દર્શન પામી નારદ રૂષીની ઘણા આદર સત્કાર સાથે પુજા કરી જેથી નારદજી અતી પ્રસન્ન થઈ બોલ્યા કે અહો દક્ષ પુત્રો તમો આટલી નાની ઉમર છતાં સૃષ્ટી સરજવા નીકળ્યા છો તો તમો પૃથ્વીનો અંત જાણ્યા વગર કેવી રીતે પ્રજા સરજસો તેમજ એક પુરૂષવાળો દેશ બહાર નીકળવાનો માર્ગ જાણુવામાં આવતો નથી તેવીજ રીતે આ ગુફા બહુરૂપી અસ્ત્રીઓ વેષ્યાનો પતી અને પુરૂષ બે તરફ વહન કરનારી નદી પંચ પંચ પચીસ તત્વવાળુ ગૃહ ક્વચીત વીચીત્ર વદનાર હંસ પોતાની મેળે ફરનાર અને સજ્યા તથા વજ્રાથીબનેલુ અને પોતાની મેળે ભ્રમણુ કરનારૂ તીક્ષણુ ચક્ર કેમ ભ્રમણુ કરી શકે એવા તમે તમારા વીદ્વાન પીતાની આજ્ઞા પાળી તમે ઉપલી કહેલી બાબતમાં કંઈ જાણુતા ન હોય તો કેવી રીતે સૃષ્ટીની ઉત્પતી કરસો આ સાંભળી દશ હજાર પુત્રો ભારી ગુચવણુમાં પડયા. અને વીચાર કરવા લાગ્યા કે પૃથ્વી જીવ નામનો ક્ષેત્ર કે જે પોતાના અના·

દી બંધનનો નાશ નહી સમજે તો અસત કર્મોથી શું થવાનું.

ઇશ્વર રૂપે ભગવાન શ્વાસ્ય પર એકજ છે તે અભવ નીત્પ મુક્તને નહીં જોઇને અસત કર્મોથી સુ થવાનું જેવી રીતે એક પુરૂષ પાતાળમાં ગયેલો હવે જેવી રીતે તે ગયેલો તેવી રીતે તે પાછો આવતો નથી તો તેવીજ રીતે તેજોમય બ્રહ્મને નહી જાણુનારા અસત્ય કર્મોવાળા સું કરી સકવાના આવી રીતે બારીક બારીક વીચાર કરીને પોતે પોતાની ઇછામાં નહી પ્રાવી શકીસુ એમ નકી કરી નારદે આપેલો ઉપદેસ ગૃહણુ કર્યો જેથી તેઓને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તે લોકો મોક્ષ માર્ગે ગયા આ બાબતની ખબર દક્ષ પ્રજાપતીને થતાંજ તેમને ઘણોજ સોક ઉત્પંન્ન થયો અને પોતાના પુત્રોનો નારદે નાશ કર્યો જેથી તેમને પોતાની પંચજનીને ફરીથી પાછા એક હજાર પુત્ર સબલાસ્ત્ર નામના ઉત્પંન્ન કર્યા અને તેઓ પણુ પોતાના પીતાની પ્રજા ઉત્પન્ન કરવા વીસેની આજ્ઞા માન્ય કરી નારાયણુસર ગયા જ્યાં પોતાના ભાઇઓ સીદ્ધ થયા હતા તેના સ્પર્શથીજ જેઓના મલાશય ધોવાઇ ગયેલ છે એવા પરબ્રહ્મને જપતાં તેઓ અહી મોટું તપ તપવા લાગ્યાં જેમાં કેટલાક મહીના જળ પીધુ કેટલાક મહીના વાયુ ભક્ષણુ કર્યો અને ૐ મંત્રનો જાપ જપતાં ઈરસ્પતી મંત્ર પતી વીષ્ણુંનું આરાઅધન તેમણે કર્યું હાવી રીતે તેઓ મહાન તપશ્ચર્યા કરે છે તેમને પણુ ત્યાં પ્રથમની માફક નારદે આવી દર્સન દેઇ પેહેલાંની પેઠેજ તે લોકોને ઉપલાંજ ઉપદેશના વાકયો કહ્યાં જેથી તે ભારે ગુચવણુમાં પડયા. અને તે પણુ નારદના ઉપદેસને સરણુ થઇ મોક્ષ મારગે

ચાલ્યા ગયા આ બાબત પ્રજાપતી દક્ષને કાને આવતાંજ બહુ બહુ ઉત્પાત કરવા લાગ્યયા અને પ્રથમની પેઠે પોતાના આ પુત્રોનો પણ નારદે નાશ કર્યો. તેથી અતી શોકના આવેશમાં આવી જઈ મુર્છીત થયા અને નારદ ઉપર ક્રોધે ભરાઇ પોતાના હોઠ ફફડાવતા કહેવા લાગ્યા કે અસાધુ સાધુના વેસથી અમો સાધુઓનું અસાધુ અહીત કરે છે. બાળકોને ભીક્ષુક સંન્યાસનો મારગ દેખાડયો હે પાપી રૂણોથી અમુકત અને કર્મને વીસે વીચાર નહી કરે એહેવા બંને લોકોના શ્રયનો નાશ કર્યો બાળકોની મતી ફેરવી નાંખનાર આવો નીરદય શ્રી હરીની કિરતીનો નાશ કરનારો નિર્લજ તુ પારસદોમાં કેમ ગણાય છે અરે મીત્ર ઘાત કરનારા અને નહી વેરી તે તેની સાથે વેર કરી વેર લેનારા તારા સીવાય બીજા ભગવત ભકતોની નીત્ય પ્રાણીઓનો અનુગ્રહ કરનારા છે જો વળી તુ સ્નેહ પાસને તોડી નાંખી તેને ઉપસમ માને છે તો પછી ખોટા મોક્ષ મારગી તારાથી પુરૂષોને વેરાગ્ય નહી થસે વિષયો નહીં અનુભવવા યોગ દુઃખ છે એમ જાણાતો નથી તેથી પોતે જે પ્રમાણે જાણે છે તેવી રીતે બીજાને ભમાવ નહીં જેની મર્યાદા કર્મમાંજ છે એવા સાધુ ગૃહસ્થો અમારૂ તે જે અનીષ્ટનું ક્ષાન કર્યું છે તેનું ફળ તું ભોગવ હે તંતુક તંન વંશ તોડનાર તું ફરીથી આવું અકલ્યાણ નહી કરે તેટલા માટે હે મુંઢ તારા પગ લોકોને વીસે ભમણુ કરતા અટકજો,

# તૃતીય પરીચ્છેદ.



વે દક્ષ રાજાને જે ક્રોધ થયેલો તે મને સ્વયંભુએ તથા બ્રહ્માએ સાંત કરી સમજાવ્યા અને શાંન્ત થઈ દક્ષરાજાએ ફરીથી પોતાની પંચજનીને વીસે સાઠ ૬૦ પુત્રીઓ પેદા કરી જેમાંની ધર્મને દસ કસ્યપને બાર ઇંદુંને સતાવીશ ભુત અને અંગીરાને બબે ને કૃસા શ્રવને બે અત્રીને એક મહાદેવને એક અગ્નીને એક ને તાક્ષર્યને બે એ પ્રમાણે સર્વને પોતાની કંન્યા ઘણા હર્ષથી અર્પણ કરી જેતાથી આ ત્રણે લોકો ભરાઇ ગયા હવે ત્યાંથી સર્વ રૂષીઓ સર્વ સર્વને સ્થાનેક ગય. અને અત્રીરૂષી પોતાના પત્ની જે દક્ષરાજાનાં પુત્રી અનસૂયા તેમને લેઇ તપ કરવા માટે રૂક્ષ કુલાદ્રીમાં ગયા તે રૂક્ષ કુલાદ્રીને વીસે નિર્વીંદયા નામના જરતા પાણીથી ચારે તરફ ઉદઘોષ કરી રહેલા ખાખરા અસ્વપાલવ વીગેરે વનસ્પતીના વનને વીસે સો વર્ષ પર્યંત પ્રાણાયામ વડે મનને સ્થંવીને દ્વંદ્વત્વથી રહીત બનીને વાયુ ભક્ષણ કરીને મુનીએ એક પગે તપશ્ચર્યા આદરી અને હું જગદીશ્વરને સરણે જાઉ છું એ પ્રમાણે ધ્યાન ધરવા લાગ્યા અને શ્રીપ્રભુનુ ચીતવન કરતાં કહેવા લાગ્યા કે હે પ્રભો મને તમારા સરખી પ્રજા આપો એવા જે પ્રાણાયામથી પ્રદીપ્ત થયેલા અગ્ની દ્વારા મુનીના મુર્ધા સ્થાનમાંથી ત્રણે પ્રભુઓ બ્રહ્મા. વીષ્ણુ અને શંકર પ્રગટ થઇને ત્રણે લોકને તપાવવા લાગ્યા એવા જે અપ્સ-

રા મુની ગાંધર્વ સીધ વીધ્યાધર અને સર્વોથી યશ ગવાતા એવા જે ત્રણે દેવો તે રૂષીના આશ્રમ પ્રતી ગયા અને તેમના પ્રાદુર્ભાવથી પ્રસન્ન થયેલા મનવાળાં મુની જે એક પગે ઉભેલા હતા તેમને દર્શન દઇ પાવન કર્યા જેવા કે વૃષ, હંશ અને સુપર્ણ ઉપર બીરાજેલા, કૃપાદષ્ટીવાળા અને હસતા વદનવાળા પોતપોતાના આયુધો ધારણ કરેલા એવા દેવોને જોઇને ભુમી ઉપર દંડવત પ્રણામ કરીને અત્રી રૂષીએ હાથ જોડયા અને શ્રી પ્રભુના તેજથી પોતે અંજાઇ જઇને આખો મીચી દીધી અને તે દેવોની મધુર વાણીથી સ્તુતી કરવા લાગ્યા હે વીશ્વની ઉત્પતી સ્થીતી અને લયોને વીષે જુદા જુદા વહેચાઇ જતા માયાના ગુણો વડે દેહ ધારણ કરતા એવા તમે બ્રહ્મા વીષ્નુ અને ગીરી સહીત તમને પ્રણામ કરૂ છું અને તમારામાંથી મેં એકનેજ બોલાવેલા છે તે કોણ સંતનને માટે વીવીધ તર્કોવડે મેં તો એકજ ભગવાનને બોલાવેલા છે દેહ ધારી ના મનમાં સર્વ તમે ન આવી સકો એવા અત્રે તમે કેમ આવ્યા ત્યારે દેવો બોલ્યા કે જે પ્રમાણે સંકલ્પ કર્યો તે તે પ્રમાણે થવુંજ જોઇએ અન્ય થાનથી સત્ય સંકલ્પ કરનારા તમેજ છો તેથી એક જેનુ ધ્યાન કર્યુ તે અમેજ છીએ માટે તથાસ્તુ. તમારી જેવી ઇચ્છા છે તેવીજ રીતે તમને અમારા અંશભુત આ લોકમાં વીખ્યાત પુત્રો થશે. હે મહા મુની અત્રી તમારૂં તમારૂં કલ્યાણ થાઓ અને તેજ પુત્રો તમારૂં કલ્યાંણ કરી તમારી કીર્તીનો વધારો કરશે એ પ્રમાણે કાંમ વર આપી પુજાનો સ્વીકાર કરી તે દંપતીના દેખતાંજ ત્યાંથી અંતર ધ્યાન થયા જ્યારથી આ પ્રમાણે તે રૂષીને વર મળ્યો ત્યારથી તેમના હર્ષનો શું

પાર વાંચકો તેમની ખુશીનો પારજ નહીં. ત્યારે જેવા પોતે હતા તેવાંજ પાછાં તેમને આપણા નોવેલના નાયક શીયળ સાધ્વી અનસૂયા મળ્યા હતાં તે ઘણાં પવિત્ર, અને ધર્મમાં ચુસ્ત અને શ્રીપ્રભુના પ્રેમી ભક્ત હતાં અને તેમના પાતિવ્રત્યના ગુણો પણ જેવા જોઇએ તેવા હતા. એટલે આપણે તેનું વધારે વિવેચન ન કરતાં આપતું લક્ષ આગળ ઉપર ખેંચવા માગું છું એતો આપેજ વિચાર કરવો જોઇએ કે જેમનું નામ હાલ અમર છે તો તેમનામાં શી ખામી હશે નહી નહી કંઇજ ખામી નહી તેઓ પાતિવ્રત્યપણું એવું પાળતાં કે જેમની બરોબર કોઈ કરી શકે નહીં. એવાં તેઓ વીદ્વાન સર્વ કળામાં પ્રવીણ તે શીયળ શાધ્વી હતાં આવી રીતે તે સત્યા સત્ય રસ્તે ચાલી પતિની આજ્ઞાનું ઉલંઘન ન કરતાં પતિની આજ્ઞામાંજ રહેતા અને પોતાનું સુખ પોતાના પતિમાંજ છે અને પતિને પરમેશ્વર તરીકે માની તેમની બરોબર રીતે સેવા બજાવતાં અને ખરેખર સતીયોનો ધર્મ પણ પતિ પ્રત્યે જેવો જોઇયે તેવોજ આ શીયળ શાધ્વીમાં હતો આ પ્રમાણે તેવો પોતાના પતિ સહ્ રૂક્ષ કુશાદ્રી તિર્થમાં તપશ્ચર્યા કરે છે એ પ્રમાણે તપશ્ચર્યા કરતાં ઘણા વખત વિત્યા બાદ તેઓ પરક્રમા કરતાં કરતાં નર્મદા ત્રઠપર આવી પહોંચ્યા અને ત્યાંજ પર્ણકુટીકા બાંધી રહ્યાં અને શ્રી પ્રભુનું ધ્યાંન ધરવા લાગ્યા ત્યારે નારદને સળવલાટ લાગ્યો કે જે થયેલ દક્ષના શ્રાપે અહીં તહીં ફર્યા કરતા હતા તે પાછા સ્વર્ગમાં ગયા અને સર્વેને મળી જ્યાં શ્રીપ્રભુ વૈકુંઠમાં પોતાના પત્ની લક્ષ્મીજી સાથે બીરાજ્યા હતાં ત્યાં આવી પ્રેમ પુર્વક દંડવત કરી બે હાથ જોડી સ્તુતી કરવા લાગ્યા અને પોતાને થયેલ

આપ વિષેની સર્વ હકીકતથી શ્રીપ્રભુને જાણીતા કરી વિદાય થયા હવે અત્રી તથા અનસૂયાની પ્રેમ ભકતી જોઈ પ્રભુ તેઓ પર ઘણા પ્રસન્ન થયા ત્યારે તેમને પોતે આપેલા કામવરનુ વરદાન યાદ આવ્યું જેથી પોતે નીર્ણય કર્યો કે હવે મારે કોઇ પણ રીતે ચમત્કાર કરી મારાં પ્રેમી ભકત અનસૂયા અત્રીનો મહીમા વધારવો અને પછી પુત્રરૂપે અવતરવું જેથી મારૂં તેમજ ભકતોનું માન્ય વધી ભકતોનાં નામ અમર થાય એમ નીર્ણય કરી પોતે પોતાના ભક્તનો મહીમા ફેલાવવા તૈયાર થયા અને વિચારવા લાગ્યા કે હવે કોઈ પણ જાતની ખટપટ કર્યા સીવાય મારા ભક્તનો મહીમા વધશે નહી માટે હવે શું કરવું એમ વિચાર કરવા લાગ્યા વિચાર કરતા માલમ પડયું કે જો સતીયે સતીયોમાં કાંઇ ખટપટ ચાલે તો અનસૂયાનો મહીમા જોઇયે તેઓ વધે પણ આજ કાલ તો એ સમ કોઇ બીજી નથી પણ ખરેખર હવે મને યાદ આવ્યું જો સ્વર્ગમાંની ત્રણે શકતીયોમાં કાંઇ ખટપટ થાય તો તો ઠીક પડે પણ તેમનામાં માંહોમાંહે ખટપટ થવી અસંભવીત છે. અરે ભલે અસંભવિત છે તો શું જે કામમાં હુ આગેવાન થઈ ભક્તનો મહીમા વધારવા ઉત્સાહી છું તો પછી જોઉં છું કે હવે શું થાય છે એમ ધારી પોતે ત્રણે શક્તીયોને ગર્વ મુકયો અહો વાંચકો જુઓ શ્રી પ્રભુનો ભકત ઉપરનો પ્રેમ એક ભક્તનો મહીમા વધારવા કેટલી બધી ખટ પટ તો જયારે એ પ્રમાણે આપણે પણ ભક્તી કરીયે તો આપણા પર પણ શ્રી પ્રભુ કેમ પ્રસન ન થાય થાય માટે ભાઇયો ભક્તા આધીન ભુદરજી આ પ્રમાણે વિચાર કરતા કરતા શ્રી પ્રભુ ઉઠી સયન ગ્રહ ભણી જવા લાગ્યા કે ફીકર નહી હવે બેડો પાર છે ભક્તનો મહીમા વધનાર છે વળી

હજુ તો આગળ કળીયુગ આવનાર છે તો એવા હડહડતા કળીકાળના પ્રાણીયો પણ મારા આગળ કરેલા ચમત્કારોના ઇતીહાસોથી વાકેફ થઇ તેઓ પણ તે પ્રમાણે કરશે નહીતો તેઓ વળી અવળે રસ્તે ચડશે પણ જો તેઓ હડ હડતા કળી કાળમાં શુદ્ધ મને મને ઓળખી મારી ભક્તી કરી મને પ્રસંન કરશે તો તેઓ સદા આલોકમાં તેમ જ પરલોકમાં શુખ ભોગવી આખર મોક્ષ ને પ્રાપ્ત કરશે માટે જો સતીયે સતીયોનોજ કંઈક ચમત્કાર બતાવવામાં આવે તો કલીયુગની સ્રીયો પણ. આગલા મારા ઈતીહાસથી મારા ચમત્કારો તેમ ભકતોની મહત્વતા કેવી વધારી છે તે તેઓના જાણવામાં આવે ને તે સુ રસ્તે ચડે માટે ઠીક છે જે થયું તે હવે જોઉં છું કે કેમ થાય છે હવે પેલી સતીયોને મનમાં હુંપદ આવી અને તે હુંપદે કરીને એક વખત જ્યા શ્રીપ્રભુ એકાંતમાં બેઠા હતા. ત્યાં આવ્યા અને બે હાથ જોડી શ્રીપ્રભુ પ્રત્યે વિનવવાં લાગ્યા કે હે શ્રીપ્રભો જગત કર્તા પાલણુ હાર જુવો સૃષ્ટીમાં સ્વર્ગમાં સર્વ ઠેકાણે ધર્મના સબંધમાં વાદ વિવાદ થાય છે. પણ તે બધા જે જે વાદ વીવાદ ધર્મ સંબધી કરાવે છે તેમાં બધા પુરૂષો. અને રૂષી મડેળોથી કરાવે પણ સ્રીયોનો તો કોઇ ભાવ પુછતુંજ નથી. અહા શ્રીપ્રભુ જગત નીયંતાની કેવી ખુબી છે કે જે મોટા મોટા રૂષીયો હજારો વર્ષ પર્યંત તમારા દર્શનની ઇચ્છાએ તેમને દર્શન અને આ પ્રેમી ભક્ત અત્રી અને તેમના પતિની પ્રેમ ભક્તીયે તેમને દર્શન દઇ કાંમવર આપ્યો હાહા ખરેખર પ્રભુની ગતી ન્યારીજ છે. ભક્તા ધીન ભુધરો તેમાં કાંઇજ ફેર નહી કોઇ આગળના વખતમા એક મોહોટું શહેર હતું

અને તેમાં એક પરમ પવિત્ર ધર્મ ચુસ્ત એક એવો વિ-
દ્વાન બ્રાહ્મણ રહેતો હતો ને તેને એક પુત્ર હતો હવે એ
વિદ્વાન બ્રાહ્મણે પુત્રને ન્હાન પણથીજ સારી સારી જગોએ
ઓળખાણ કરાવી વિદ્યામાં તેમજ પોતાના સાહસ્ત્રમાંની
પુણ કર્યો હતો એ પુત્રને પાસેનાજ ગામમાં પરણાવવામાં
આવ્યો હતો આવી સારી સ્થીતીમાં તે બાપ દીકરા આ-
નંદમાં દીવસો ગુજારે છે પણ પુત્રના ક્રમ નસીબે તેના
વ્હાલાં માતા પીતાની કજા આવવાથી તેમનો કાળ થયો
હવે પુત્રએ તેમની ઉત્તર ક્રીયા સંપુર્ણ કરી અને થોડે દી-
વસે પોતાને ખાવા પીવાથી ઇજા પડવાથી પોતાને સાસરે
સ્ત્રીને તેડવા માટે ગયો હવે પોતાને સાસરે આવ્યા પછી
બે ચાર દીવસ રહ્યો અને પોતાની અસ્ત્રીની ચાલ ચલગત
જોવા લાગ્યો તો તે સ્ત્રીની ચાલ ચલગત તેને અતિ પ્રીય
લાગી કે તે સ્ત્રીને એવો નીયમ હતો કે ઘર કાંમમાંથી
ફરાગત થઈ હમેશાં પ્રભુ પ્રત્યે દઢ મન જોડી તેમની ભક્તી
કરી. પોતાના પીતાને ત્યાં જે કોઇ સાધુ સંત અભ્યાદીક
આવ્યા હોય તેમની પ્રેમપુર્વક ભક્તી કરતી અને આવેલા
સાધુ સંતોને સંતોષ આપતી. જેથી જે કોઇ આવતા તે
પેલી સ્ત્રીની સેવા ચાકરી તેમજ પ્રેમ ભક્તી કરતી જોઇ તેને
આશીર્વાદ આપતા આ પ્રમાણે પોતાની સ્ત્રીની ચાલ ચલગત
થી તેમ અતિસુલક્ષણોથી ભરપુર પોતાની સ્ત્રીને જોઇ ઘણો
આનંદ થયોને પોતે મન સાથે કહેવા લાગ્યો કે ધન્ય છે
સ્ત્રી તારા માતા પીતાને કે જેની કુંખે આવું રત્ન પાકયું
અને મારી પણ જીન્દગી સફળ થઇ આમ મન સાથે
પોતાની સ્ત્રીને ધન્યવાદ આપતો આમ તેમ ફરી તે દીવસ
સુખ ચેનીમાં ગુજાર્યો. અને બીજા દીવસનો પ્રભાત થતાં
જ પોતાના સસરા પાસે જવાની આજ્ઞા માગી તે વખતે

પોતાના જામાત્રનું બોલવું સાંભળી પેલા બ્રાહ્મણીના બાપે ઘણા હર્ષથી પેલી પુત્રીને વિદાયગીરી આપી. હવે પણેથી પ્રભુજે વિષ્ણુ પાલન કર્તા તેમને જેવાં લક્ષ્મીજી વિનંતી કરે છે તે જ પ્રમાણે પાર્વતી તથા સાવીત્રી પણ બ્રહ્માને તથા રૂદ્રને વીનવે છે અને કહે છે કે હે સ્વામીનાથ આ સૃષ્ટીમાં તેમજ સ્વર્ગમાં જ્યા જ્યાં ધર્મ સંબંધીના વ્યાખ્યાનો અપાય છે ત્યાં સઘળા પુરૂષો રૂષીયો ભેગા થાય છે પણ અધાપી પર્યંત સૃષ્ટીમાં તેમજ સ્વર્ગમાં કોઇ જગોએ સતીમંડલ ભેગું થઇ સ્રીયોના પતિ પ્રત્યે કેવી રીતના નીયમ પાળવા બાબતના વ્યાખ્યાનો અપાતાં નથી માટે અમને આજ્ઞા આપો કે અમો સતીમંડળ ભેગું કરી સ્રીના પુરૂષ પ્રત્યે શું શું ધર્મ છેને શીયળ વ્રત કેવી રીતે પાળવું વિગેરેના વ્યાખ્યાનો આપીયે આજ પ્રમાણે જ્યારે પાર્વતી તથા સાવીત્રી શંકર તથા બ્રહ્મા સાથે વાત ચલાવે છે ત્યારે પણે લક્ષ્મીજીએ પણ તે જ વાત શ્રીવૈકુંન્ઠ પતિ જોડે કરી રહ્યાં છે.

વિ—અહો પ્રીયા લક્ષ્મી જીત મારૂં કહેવું ખરૂં છે તથાપી એમ છે, કે જ્યારે પૃથ્વીમાં અગર સ્વર્ગમાં જ્યાં જ્યા રૂષીમંડળ તેમજ સૃષ્ટીના લોકો તરફથી વ્યાખ્યાનો અપાય છે તેમાં તો કેવળ એટલું જ કે ધર્મનો ફેલાવો થાય અને સર્વે સભામાં બીરાજેલા હોય તેમાં કોની વિદ્વતા વધારે છે. એમ સાબીત કરવામાં આવે છે પણ જ્યારે તમો સતીયોનું તેમજ રૂષી પત્નિયોનું મંડળ ભેગું કરવા ધારો છો તો તેમાં તમે શી બાબતમાં વ્યાખ્યાન આપવાના છે કારણ કે રૂષીયો તો માંહોમાંહે એક એક એકથી વિદ્વાનપણું શાબીત કરતા હતા ત્યારે તમે શું શાબીત કરવા માગો છો.

**લ**—હા પ્યારા પ્રાણુનાથ મેં નક્કી કર્યું છે કે સતીમંડળ અને રૂષીપત્નીયોએ સર્વને ભેગાં કરી દરેક સ્રીના પ્રતિપત્યે કેવી રીતના ધર્મ છે અને પતિ સાથે કેવી રીતે વર્તવું તે બાબતમાં વ્યાખ્યાન આપી સૃષ્ટીમાં તેમ જ સ્વર્ગમાં શીયળ સતી કોણુ વધારે છે તે સાબીત કરીશું.

**વિ**--ત્યારે લ્યો હુંજ તમને એ સભા ભરતાં પહેલાં પ્રશ્ન કરૂં છું કે સૃષ્ટીમાં તેમજ સ્વર્ગમાં કોણુ વધુ શીયળવંતી છે.

**લ**—હે મહા પ્રભુ શું આપ જાણુતા નથી આજ કાલતો પતિ પ્રત્યે સ્રી ધર્મમાં વધુશીયળ વ્રત ધરવામાંતો મારા જેવી બીજી કોણુ છે, તે મારા જાણુવામાં નથી તેમ કોઈ મારાથી વધુ છે પણુ નહી. ત્યારે શ્રી પ્રભુ સમજી ગયા કે હવે જેવો જોઇયે તેવો સતીને અહંકાર થયો છે. માટે હવે હું પણુ એમને સભા ભરવા આજ્ઞા ના આપું. સતી શાબાશ છે જે બાબત તમોએ મને જણુાવી તે જરૂરાજરૂર સાબીત કરવી જોઇએ. જાવ તમારી ઇચ્છા પ્રમાણે સભા ભરો. એટલે જ્યાં એમ કહ્યું કે લાગલા લક્ષ્મીજી ત્યાંથી અતિહર્ષિત વદને પોતાને સ્થાનકે આવી. બેચાર સખીયોને ભેગી કરી કહેવડાવ્યું કે જાવ આપણા સ્વર્ગમાં સર્વે સ્થળે તમામ સતીયોને તેમજ રૂષી પત્નિયોને આમંત્રણુ કરી આવો કે શ્રી વૈકુંઠમાં વૈકુંઠાધીપતીના પત્ની આજે એક સભા સતીયો અને રૂષી પત્નિયોની ભરે છે અને તેમાં કેટલીક બાબતનો વાદવિવાદ થઇ વ્યાખ્યાનો અપાવાનાં છે. માટે સર્વેએ વૈકુંઠમાં પધારવું એમ કહી સર્વને આમંત્રણુ કરવા મોકલ્યાં. અને એક બીજી સખીને પાર્વતી તથા સાવીત્રીને ઘેર મોકલી, ને

કહેવડાવ્યું કે તમો ઘણા દીવસથી દેખાતાં નથી. તેનું શું કારણ અને આ જે લક્ષ્મીજી ધર્મ સંબંધી કામમાં સ્ત્રીયોનું સતી મંડળ ભેગું કરે છે જેમાં કે રૂષી પત્નીયો સહ વિગેરે ભરાવાનાં છે. તો તે સર્વે સભામાં આવનાર સતીયોને આશન વિગેરે આપવા લેવામાં અગ્રેસર તમોને કર્યા છે તો જેમ બને તેમ તમારે તાકીદથી આવવું. આ પ્રમાણે બન્ને પોતાની બેનોને કહેવડાવ્યું જેથી પેલી સખીયે પાર્વતી તથા સાવીત્રીને આવી લક્ષ્મીજીના કહેવા પ્રમાણે કહ્યું અને આમંત્રણ કરી વિદાય થઇ. હવે સાવીત્રીએ વિચાર કર્યો કે જે કાર્ય હું તથા પાર્વતીજી કરવા ધારતાં હતાં તેજ કાર્ય આપણી બેને આદર્યું તો ધન્ય ઘડી ધન્ય દાહાડો એમ વિચાર કરતાં પોતાના ઘર કાર્યમાંથી ફરાગત થઇ બ્રહ્મા પાસે લક્ષ્મીજીને ત્યાં જવા આજ્ઞા લેવા જયાં હતાં ત્યાં ગયાં.

સા—હે પ્રાણ વલ્લભ જગતકર્ત્તા હું જે આપને સભા વીશે કહેતી હતી તેવીજ સભા શ્રી વૈકુંઠાધીપતીના પત્નિ તે અમારાં પ્રીય ભગની કરે છે ને મને ત્યાંથી આમંત્રણ પણ આવ્યું છે ને વળી ઘણાં દીવસથી મળ્યાં નથી તો ત્યાં જવા મારી ઇચ્છા છે. માટે આપ કૃપા કરી જો આજ્ઞા આપો તો હું જઉ.

બ્રહ્મ—ભલે સતી જાવ ખુશીથી. એટલે સાવીત્રી ત્યાંથી વીદાય થયાં. પણ વિચાર આવ્યો કે જાણે પાર્વતીને પણ સાથે લેતી જઉં તો ઠીક એમ વિચારી કૈલાશ ભણી વળ્યાં અને કૈલાશમાં આવી પાર્વતીને મળ્યાં.

પા—આવો બેન આવો જુઓ આપણ બન્નેએ જે કાર્ય આદરવા ધાર્યું હતું તે આપણાથીતો ના થયું

પણ જુવો વૈકુંઠાધીપતિના પતિને વળી આપણા ભગ-નીએજ આદર્યું કહો હવે આપણુને જે શંકા આવેલી અને તેજ શંકાને લીધે છે. આપણે શમા કરી ખુલાશો લેવાનાં હતાં તે હવે આપણુને સ્હેલ પડશે કેમ ખરૂં કેની.

**સા**--હા, આપણે તો સર્વ ખટપટમાંથી છુટયા પણ કહો હવે ચાલવાને કેટલી વાર છે.

**પા**—ના કંઈ વાર નથી હું જરા મહા રૂદ્ર પાસે જઈ આવું. એમ કહી ત્યાંથી તેઓ રૂદ્ર પાસે જવા નીકળી ગયાં હવે જ્યારે પેલા બ્રાહ્મણે પોતાની પુત્રીને સાસ-રવાસો કરી પોતાના જામાત્ર સાથે વીદાયગીરી આપી. એટલે તેઓ ત્યાંથી નીકળી થોડેક ગયાં હશે એટલામાં એમને સાધુને રૂપે ઠગ મળ્યા. અને પેલા ઠગોએ બ્રાહ્મણને પુછ્યું કે મહારાજ આપને કયાં જવું છે ત્યારે બ્રાહ્મણે પેલા ઠગોને પુછ્યું કે તમારે કયાં જવું છે. તેના જવાબમાં ઠગોએ જણાવ્યું કે હમારે આ પાસેના ગામમાં જવું છે. ત્યારે પેલા ભોળા બ્રાહ્મણે પણ કહ્યું કે હમારે પણ એજ ગાંમ જવું છે. ચાલો ઠીક થયું કે તમારો સંગાથ થયો એમ પેલા ઠગોએ જણાવ્યું અને ચાલવા માંડ્યું. પણ શ્રી પ્રભુને પોતાના ભકતોની હમેશાં ફીકર રહે છે તેજ પ્રમાણે પેલી બ્રાહ્મણીના હૃદયમાં પોતાનો અંશ મૂકી દીધો કે તરત પેલી બ્રાહ્મણીના દીલમાં વિચાર આવ્યો અને જે પેલા સાધુરૂપે ઠગો પોતાના ધણી સાથે ચાલ્યા કરતા હતા, તેમની પ્રત્યે પોતાના દીલમાં અભાવ પેદા થયો જેથી તે સતી સમજી ગઈ કે મારા હૃદયમાં સાધુ-ઓ માટે કોઈ પણ વખત અભાવ આવ્યો નથી. ને આ-મના ઉપર અભાવ આવ્યો જેથી એ જરૂર કોઇ લંપટ

યા ચોર ઠગ આદી ગમે તે હોવા જોઇયે પણ સાધુ તો નહીંજ જેથી પાછળ પડી અને પોતાના પતિને બુમ પાડી પાછા બોલાવ્યા, અને કહ્યુ કે તમો અહીં આવી મારા પગમાં મોટી શુળ પેઠી છે તે આવી કાઢો તોજ મારાથી ચાલી શકાશે. એવું જ્યારે પેલા બ્રાહ્મણે સાંભળ્યુ કે તરત ત્યાંથી પેલાને ઉભા રાખી સ્ત્રી પાસે આવ્યો. એ-ટલે સ્ત્રીયે જણાવ્યું કે જુવો સ્વામી નાથ મને કાંઈ પણ શુળ વાગી નથી. પણ મને મોટી શુળ વાગી છે તે આ. એમ કહી પોતાના પતિને સર્વ હકીકતથી વાકેફ કર્યો. એટલે પેલો બ્રાહ્મણ સમજી ગયો. ને પોતાની સ્ત્રીની વાતને ટેકા આપી પેલા સાધુ ઠગોને બુમ પાડી જણાવ્યુ કે તમો જવાના હોવ તો જાવ હમો તો પાછાં ઘેર જ-ઇએ છીએ. આજની રાત રહી વળી કયારે આવીશું તે કહી શકતો નથી. જ્યાં પેલા ઠગોએ બ્રાહ્મણનું બોલવું સાંભળ્યું કે તરતજ તે લોકોના મનમાં મોટી ફીકર પેઠી અને માંહોમાંહે કહેવા લાગ્યા કે આતો આવેલું ભક્ષ હાથથી જાય છે. માટે ચાલો આપણે સમજાવીયે. અને એ લોકોએ જરૂર આપણાપર વહેમ આણ્યો. એમ કહી તેઓ તેને સમજાવવા તેની પાછળ દોડ્યા, ત્યારે પાર્વ-તીજી માહાદેવ પાસે આવી વિનંતી કરી સર્વ હકીકતથી રૂદ્રને વાકેફ કરી જવાની આજ્ઞા માગી.

રૂ—સતી ભલે જાવ અને તમારી ઇચ્છા પરીપુર્ણ કરો એટલે પાર્વતી હર્ષમાંને હર્ષમાં જ્યાં સાવીત્રીજી હતાં ત્યાં આવ્યા અને તૈયાર થઇ તેમની સાથે વિષ્ણુને ત્યાં આવવાની નીકળી પડયાં. હવે અહીયાં વૈકુંઠમાં તો નીમેલા વખતસર સર્વે આવવા માંડ્યાં તે થોડીજ વારમાં સર્વ

આવી પહોંચ્યા પણ પોતાના બેનો સાવિત્રી તથા પાર્વતીજી આવ્યા નહોતાં તેમની રાહ લક્ષ્મીજી જોયાં કરતાં હતાં એવામાં દુરથી તેઓને આવતાં જોઇ પોતે ધસી તેમની સામુ ગયાં. અને કહ્યું વાહ બેનો ઘણે દીવસે આવ્યાં ને વળી તમોને આમંત્રણ કરાવ્યું તો પણ શું શીવજી બ્રહ્માએ રજા આપી નહી કે શું.

**સા.** પા—ના તેઓએ તો તરતજ રજા આપી હતી પણ અમનેજ રહેજ વાર લાગી એમ કરતાં કરતાં અંદર આવ્યાં અને જોયું તો દેવ પત્નિયો સતીઓ રૂષી પત્નીઓ આદી સર્વે આવી રહેલાં હતાં તે સર્વેએ સાવીત્રી પાર્વતીને જોઈ ઘણો આદર સત્કાર કર્યો અને તેઓ પોતાને આશને બીરાજ્યાં અને વાખ્યાનો વારા ફરતી અપાવા માંડ્યા ત્યારે શ્રી પ્રભુએ નારદને પ્રેરણા કરી. એટલે નારદમુની જ્યાં હતા ત્યાં તેમને વીચાર થયો કે દક્ષ પ્રજાપતિના મેં અગીયાર હજાર પુત્રોનો નાશ કર્યો ત્યારે તેમણે મહા પવિત્ર સાઠ પુત્રીયો ઉત્પન્ન કરી. તેમાં ખરેખરી તો એકજ પરમ પવિત્ર ભક્ત છે તો હવે મારે મારો આવેલો વખત કેમ જવા દેવો કારણ કે જે શ્રી પ્રભુના પરમ ભકતો છે. તો તેનો મહીમા વધારવો અને તેવો મહીમા વધારી જેમ સુર્ય પ્રકાશીત છે તેમ તેવાં પરમ ભકતોના મહીમાને પણ પ્રકાશીત કરવો. કારણ આગળ કળી આવે છે તો તે કળીના લોકો પણ એવાં ભકતોના ચરીત્ર સાંભળી અથવા વાંચીને સુરસ્તે પ્રભુને ઓલખી તેમના પ્રત્યે પોતાની વૃતીયો દોરે અને સદાચાર ચાલે એવું નારદના મનમાં આવ્યું જેથી તેમણે નીર્ણય કર્યો કે આજે હું વૈકુંઠમાં જાવું કારણકે શ્રી જગત માતા એ આજે દેવીયો રૂષી પત્નિયો વિગેરેને ભેગાં કર્યા છે

તો હવે ત્યાં શુ થાય છે તે જોવું. એમ કરી નારદ વૈકું- ઠમાં આવ્યા તો ત્યાં કેટલીક બાબતના વ્યાખ્યાનો ચાલી ચાલી રહ્યાં છે છેવટે સર્વે વ્યાખ્યાનો પુરાં થયાં એટલે લક્ષ્મીજી બોલ્યાં કે બ્હેનો કહો આ જગતમાં તેમજ સ્વર્ગમાં કોઈ મારી બરોબરી શીયળ વ્રત ધારણ કરી સુખ ભોગવનારી છે ત્યારે હવે જ્યારે લક્ષ્મીજીએ એવો પ્રશ્ન કર્યો કે ત્યારે બીજી કોઈની પણ મગદુર નહીં કે તેમના પ્રશ્નનો ખુલાશો કરે કારણ કે ગમે તેવાં વૈકુંઠાધી- પતિના પત્નિ ને જો કોઈ ખુલાશો કરે તો પણ તેમને ખોટું લાગે એમ ધારી સર્વે સતીયો રૂપી પત્નિયે મૌન્ય ધારણ કર્યું પણ સાવીત્રી કંઈ તેમના તેજમાં અંજાય એમ નોહતાં કારણ કે તે પાલન કર્તાના પત્નિ તો આ ઉત્પન્ન કરતાના પત્નિ એટલે તરતજ બોલી ઉઠયાં અને કહ્યું રહો રહો તમારા કરતાં ખરેખરી શીયળ સાધ્વી તો હું છું અને સુખી પણ હુંજ છું જ્યારે સાવીત્રી એમ બોલ્યાં ત્યારે પાર્વતી ઘણાંજ ક્રોધે ભરાઇ સાવીત્રી લક્ષ્મી- ના તેજમાં ન અંજાતાં ગરજી ગાજી ઉઠયાં કે તમારા બે એ કરતાં હું શીયળ સાધ્વી સુખી છું. આવી રીતનો ત્યાં ઝઘડો મચ્યો અને માંહોમાંહે લડવા લાગ્યાં અને જ્યાં આવા વાદવીવાદની લડાઇ ચાલી ત્યારે પેલું આવેલું સર્વ મંડળ વેરાયું એટલે નારદે કહેવા માંડયું આ ઝગડો ઠીક ઝામ્યો લાવ હવે હું અંદર જવું એમ કરી તેઓ વિણા વગાડતા મુખે નારાયણ નારાયણ જપતા અંદર દાખલ થયા એટલે ત્રણે સતીયો તેમને જોઇ મૌન્ય થઈ રૂપીને ઘણો આદર સત્કાર કરી પાસે બોલાવ્યા એટલે નારદજી એ અતિ પ્રેમ પુર્વક ત્રણે જનેતાઓને દંડવત કર્યો અને મુખવાશ જળ આદી આપી નારદને સંતોષ્યા અને કહ્યું

કે નારદજી અમારા ત્રણે વચ્ચે વાદ પડયો છે તો તેનો ખુલાશો આપ કૃપા કરી આપો તો સારૂં.

**ના.**—અહો જગત માતાઓ આપને તે એવો વાદ શો પડયો છે અને વળી તમારે સતીયોને વાદ શો તે કહેશો.

**ત્રણે.** દોહરો,

ત્રણે મળી ત્યાં પ્રશ્ન કર્યો સાંભળો સુત તમે વાત.
છે અમ જેવી કોઇ સાધ્વી સુખી આ વિશ્વ વિષે વિખ્યાત.

**ના.**—માતાજી તમોએ કહ્યું પણ હું બરોબર સમજી શકયો નથી માટે મને સ્પષ્ટ રીતે કહી સંભળાવશો કારણ કે ત્રણે જણ સાથે બોલવાથી સમજી શકાતું નથી. એતો જરાક નારદે ટોળ કર્યું બાકી એતો સર્વ સમજે છે એમની ગતિ ત્રણ લોકમાં જવાની છે ને વળી વિદ્વાન પ્રભુ ભક્ત છે તો કેમ નહી સમજે.

**લ.**—હા નારદજી લ્યો સ્પષ્ટ રીતે સાંભળો જુવો આ સૃષ્ટીમાં તેમજ સ્વર્ગમાં મારી બરોબરી શીયળ સાધ્વી ખરેખર સુખી કોઈ બીજી છે. એ પ્રમાણે ત્રણે જણે નારદને જણાવ્યું એટલે તરત નારદજી બોલ્યા કે હે જગત માતાઓ આપ આ શું વદો છો જે વદો તે વીચારી વદો કેમકે શું કંઈ આ સૃષ્ટીમાં તમારા કરતાં અધીક નથી એમ તમારૂં કહેવું છે પણ તે તમારૂં સમજવું તદન વૃથા છે. માટે માતાજી જુવો એ બાબતમાં એવો અહંકાર ન કરો કંઇ પૃથ્વી શુન્ય નથી જો પૃથ્વી સુન્ય હોય તો પૃથ્વીપરના પ્રાણીયો શા આધારે રહે માટે અહંકાર છોડી દો અને મારા કહેવાનો તોલ કરી વીચારી વદો પ્રભુને અહંકાર વ્હાલો નથી.

## ગાયન.

શું વદો ગર્વ ધરી માતા આજરે કંઈ વદો વીચારી.
શીદગર્વ ધરો છો ખાલી. પૃથ્વીમાં એકજ બાલી, એ માતામારી
હંધરો નહી વૃથા માતા મારી. થાયે નક્કી જ ખુવારી
જરૂર થાસે રંગમાં પડી ભંગ એ શકતીયો નહી બચવા આરી
એ શું બોલ્યા નારદ આપરે કંઇ વદો વિચારી;
છેયે શીયળ શાદ્ધી નારી, કદી નહી બીજી નજરે ધારી,
વદો માતા વિચારી, છેએ શીયળ શાધ્વી ભારી;
એના આગળ જાસો હારી; કહું માનો આવારી;
લ્યો દીલધારી હઠ છોડો એ શકતી નારી;

આવી રીતે નારદે કહ્યું છતાં પણ લક્ષ્મીજી બોલ્યા કે નારદ હમારા કામમાં વધારે તમારે પેસવાનું નથી માટે આપ વધારે ન બોલતાં અમારો આટલો જ ખુલાશો કરો કે શીયળ શાધ્વી સુખી અમારા બરોબરી કોઈ બીજી છે

**ના**—માતુશ્રીમાતુ શ્રી હું આપને કહીશ તો ગુસ્સો લાગશે માટે આપ કૃપા કરીએ વાતનો ખુલાશો પુછવો મુલત્વી રાખી. શરીરમાં રહેલો અંધકાર રૂપી અહંકારને દુર કરો હું ખરેખર કહું છું કે એમાં ફાયદો નહી નીકળે કેમકે જુવો રત્નાગર જ્યારે મીઠો હતો ને લોકો જ્યારે તેનો અતિ ઉપયોગ કરતા થયા ત્યારે રત્નાગરને મદરૂપી અહંકાર થયો કે મારા જેવો બીજો કયો સાગર છે કે લોકો તેનો ઉપયોગ કરે. જ્યારે આવી રીતનું તેના મનમાં આવ્યું ત્યારે પ્રભુએ તેને ખારો બનાવ્યો માટે માની અહંકાર દુર કરો.

**ત્રણે**-તમો એવા દાખલા આપતા છાના રહો અમારે એવા દાખલા ન જોઇયે. ફક્ત હમે પુછીયે એટલુંજ કહો.

**ના.**—ભલે જ્યારે તમારી એમ ઇચ્છા છે તો એમ પણ હું ક્યારે તમારો ખુલાશો કરૂં કે જ્યારે આ લોહ ચણા મને શેકી આપો ત્યારેજ.

**ત્રણે.**—હા લાવો એમ કરી નારદ પાસે તેઓ ચણા લઈ શેકવા માટે ઘરમાં ગયાં, ત્યારે પેલા ઠગ સાધુઓ પેલા બ્રાહ્મણ બ્રામણી પાસે આવી કહેવા લાગ્યાં કે તમો શા માટે પાછાં જાવ છો જો કંઈ તમોને અમારાપર કોઈ જાતનો વ્હેમ આવ્યો હોય તો તે તમારો વ્હેમ ખોટો છે કારણ કે હમો કાંઈ ચોર ઠગ કે લૂંટારા નથી પણ હમે તો સાધુ છીયે માટે ચાલો હમે કંઇ પણ તમોને અડચણ કરીશું નહી ત્યારે બ્રામણીયે જણાવ્યું કે હજી મને વિશ્વાસ આવતો નથી ત્યારે પેલા ઠગોએ કહ્યું કે તમારા અમારા વચ્ચે શ્રી જાનકીના પતિ રઘુનાથજી તથા સૂર્ય ચંદ્ર છે. તમે ચાલો જ્યારે એ પ્રમાણે પેલી બ્રાહ્મણીએ સાંભળ્યું. ત્યારે જુવો એ તો શ્રી પ્રભુના ભક્તો તો એવોજ નીયમ રાખે છે કે જ્યાં શ્રી પ્રભુનું નામ વચમાં આવ્યું કે પછી વ્હેમ દુર કરી શ્રી પ્રભુપરજ શ્રદ્ધા રાખે છે તેજ પ્રમાણે પેલી બ્રામણી પણ શ્રી પ્રભુપર શ્રદ્ધા રાખી તેમની સાથે ચાલવા લાગી હાવી રીતે તે વાતોમાંને વાતોમાં પેલા ઠગોએ અવળે રસ્તે પેલાં બીચારા ભલાં પતિ પત્નિને ચડાવી દીધાં ને જ્યાં અઘોર જંગલમાં ગયાં એટલે આપણાં ત્રણે સતી પણ પેલા ચણા શેકવા ગયેલાં તે ઘણો ઘણો તે પેલા ચણા તળે દેવતા સળગાવી તાપ કરી શેકવા યુક્તી કરે છે પણ ચણા તો તેવાને તેવાજ રહ્યા જરી પણ શેકાયા નહી.

**શ્રી** મહેનત કરી થાકયાં બ્રાહ્માણી રૂદ્રાણી થયાં નીરાસજી

દયા કરો હે ત્રીભુવનપતિ. અમને તમારી આશજી

તમ મહીમા જાણ્યો નહીને. અહંકાર ધર્યો અપારજી
મદ હમારો ઉતારવા કર્યો ખેલ આવારજી
હાર ખાઇ ત્રણે આવ્યાં આવ્યાં ઘરની બ્હારજી
રાખો લાજ હે ત્રીભુવનપતિ એમ કર્યો ઉચ્ચારજી
જનેતાઓને નીરાસ દેખી બોલ્યા નારદ એવુંજી
નેક તમારો રહ્યો નહીં પણ, કહો તો શેકાવી લાવુંજી

સાવીત્રી તથા પાર્વતી લક્ષ્મીજી ઘણું ઘણું ચણા સેકવા મથ્યાં પણ લાચાર છેવટ તેઓ નીરાશ થયા અને નારદ પાસે આવી ચણા એમને એમ મુકયા. અને કહ્યું આ ચણા નહીં સેકાય.

ના—કેમ માતુશ્રી હવે થઈ રહ્યું તમારી ખાત્રી થઇ કે તમો કેવાં શીયળ સાધવી સુખી છે.

ત્રણે—એમાં શું ખાત્રી એતો લોહ ચણા છે એટલે તે અમારાથી શું પણ કોઇથી નહીં શેકી શકાય. કારણ કે એ લોહ છે. માટે એને શેકવા કોણ સક્તી માન થાય છે.

ના—માતુશ્રી હજુ પણ આપે અહંકાર દુર કર્યો નહીં. જુવો એ તો શું પણ એના કરતાં. પણ ભારી કામ કરવા વાળાં છે ને જે તેવાં માણસો છે ને તેમને મન તો એ ચણા સેકવા સ્હેલ છે; એ તો તમને જ કઠણ લાગ્યા, પણ જો તમારે હવે વધારે ખાત્રી કરવી હોય કે અમારી બરોબર શીયળશાધવી કોઈ સુખી નથી તો હું તમને થોડાજ વખતમાં આ ચણા જે તમારાથી નથી સેકાયા તે સેકાવી લાવી તમારી ખાત્રી કરી આપું.

ત્રણે—નારદજી આપ એ વાત જવાદો. અમારા કરતાં કોઈ શીયળ શાધ્વી આ સૃષ્ટીમાં તો શું પણ સ્વ-

ોમાં પણ નથી. ને તેમ છતાં જો આપ એ ચણા સેકાવી લાવો તો તો અમે માનીયે. કે હમારા કરતાં વધારે શીયળ સાધ્વી છે.

ના—બહુ સારૂ જગત માતાઓ જ્યારે તમારી એમ ઇચ્છા છે, તો હું તે પ્રમાણે હમણાંજ તે શીયળ સાધ્વી પ્રભુની પરમ ભક્તી કરનારી સતી પાસે સેકાવી લાવું છું. એમ કહી નારદ ત્યાંથી વિદાય થયા. ત્યારે પેલાં બીચારાં ભલા બ્રાહ્મણ બ્રાહ્મણીને પેલા ઠગોએ અઘોર જંગલમાં લઈ જઇ લૂંટી લીધાં ને પેલી ભલી બ્રાહ્મણીના પતીને મારી નાંખ્યો. એટલે પેલી બ્રાહ્મણી આમતેમ આડી અવળી પોતાની નજર નાંખી જોવા લાગી. એટલે પેલા ઠગો બોલ્યા કે, ચાલ ચાલ થા તૈયાર તે વખતે પાછી નાશી જતીતી પણ હવે કયાં જતી રહેશે. ચાલ થા તૈયાર તું પણ મરણને શરણ થઈ તારા પતિને શોધી લે. અરે પણ તું આડું અવળું શું જુવે છે. ત્યારે પેલી ભલી બ્રાહ્મણી બોલી કે મને પતિ મરી ગયાનો બીલકુલ શોક નથી તેમ હું કોઈની મદદની રાહ જોતી નથી. કારણકે પતિ મરવાનો હતો. એટલે બે વરસ કે બે દીવસ ચાર વરસ કે ચાર પાંચ દીવસ વ્હેલો મોડો મરવાનો હતો તે મરત પણ જે પેલા વચમાં જાનકી પતિ રઘુનાથ અને સૂર્ય ચંદ્ર હતા તે કયાં છે હું તેમને જોવું છું. એ પ્રમાણે કહી પોતે પ્રભુની સ્તુતી કરી. એટલે શ્રી પ્રભુ વૈકુંઠમાંથી લક્ષ્મી પાસેથી ઉઠી ચાલતા થયા એટલે લક્ષ્મીજીએ પુછ્યું કે હે શ્રી પ્રભુ આપ અચાનક કયાં જવા તૈયાર થયા. ત્યારે પ્રભુ બોલ્યા ભકતોના કાર્ય કરવા તે તમારે શું કામ જવું પડે છે એમ લક્ષ્મીએ કહ્યું.

ત્યારે શ્રી પ્રભુ બોલ્યા કે ભક્તોનાં કામ તો મારેજ કરવાંજ જોઇયે. કારણ કે જેમને પ્રેમ પુર્વક મારાપર શ્રદ્ધા રાખી મને સેવે છે તો તેને હું વખતો વખત સાહ્ય કરવાને તૈયારછું જો મારા ભક્તને કંઇ દુઃખતો મને પણ દુઃખ ભક્તને સુખ તો મને પણ સુખ. માટેજ હું જાઉં છું ત્યારે લક્ષ્મીજી બોલ્યાં કે એવા તે કયા પ્રેમી ભક્ત છે અને તેને કેવું કષ્ટ આવ્યું છે કે આપ આ વૈભવ છોડી એકદમ જાવછો. ત્યારે શ્રી પ્રભુએ સર્વ વાતથી લક્ષ્મીજીને વાકેફ કર્યા. એટલે લક્ષ્મીજી બોલ્યાં પ્રાણનાથ જો આપના એવાં અધીકાધીક ભક્ત હોયતો હું પણ તમારી સાથે તેવા ભક્તનાં દર્શન કરવા આવુંછું ત્યારે પ્રભુ બોલ્યા હા, ખુશીથી પધારો. એટલે તરતજ પોતે ત્યાંથી સૂર્ય ચંદ્ર સહ રામચંદ્રજીના રૂપે હાથમાં ધનુષ્ય બાણ લઈ તે અઘોર વનમાં આવી તે બ્રાહ્મણીને દર્શન આપી પેલા ઠગોનો નાશ કરી પેલી બ્રાહ્મણીના પતિને સજીવન કરી ત્યાંથી પોતે તેમને આશીશ દઈ સ્વર્ગમાં આવ્યા. ત્યારે જુઓ આ બ્રાહ્મણ બ્રાહ્મણીની દૃઢ ભક્તી જ્યારે એ લોકોએ પ્રેમ કરી શ્રદ્ધા રાખી ઇશ્વર ભક્તી કરી તો તેમને શ્રી પ્રભુનાં દર્શન દઈ સ્હાય થયા અહા કેવા એમના ધન્ય ભાગ્ય તો આપણે પણ આ ચાલતા કળીકાળ વિષે જો એજ પ્રમાણે પ્રેમ ભક્તી કરીયે તો આપણને શ્રી હરી કેમ સ્હાય ન કરે. કારણ તે તો ભક્ત આધીન છે, ને ભક્તોનાં કામ કર્યાજ જાય છે; તો આપણે પણ એ પ્રમાણે વર્તવું જોઇયે.



# ચતુર્થ પરીચ્છેદ.



વે નારદજી પોતાની જગતમાતાઓની આજ્ઞા લઈ અનસૂયા તરફ આવવા નીકળી પડયા તે થોડે દીવસે ચાલતા ચાલતા અનુસોયા જ્યાં હતા ત્યાં આવી પહોંચ્યા.

તહાંથી નારદ તૈયાર થઇ અનસૂયાને ઘેર ગયાં;
થાવ માતા તમેરે પ્રસંન, પુત્રનું પાળો વચન.
તેથી રહે જગતમાં મુજ લાજ, કરો મારૂ તમે કાજ;
મને કહે નારદ છે શું કાજ, એમ બોલ્યા અનસુયા માત
નારદ બોલ્યા માતા મારી, હોડ પડીછે મારે એક સારી.
માતા જનેતાઓ પાસે ગયો, દંડવત કરી ઉભો રહ્યો;
તારે ત્રણે એ ઉલટ આણી બોલ્યા આવો નારદ
હેત આણી.
પીયો જળને આશન બેસો, હમો પુછીયે તે તમો કહેસો;
તારે હું બોલ્યો શીર નમાવી, કહો વાતજ શીછે એવી.
નેત્રથી તમે કેઇ જોઇ અમ જેવી સાધ્વી સુખી કોઈ;
હજારો વર્ષથી સ્રષ્ટીમાં ફરો, ગુહસ્થળમાં તમે વિચરો.
જાણ્યું તે વખતે મેં મનમાં, અહંકાર થયો એમ
ના મનમાં;
રહ્યું મનમાં એમના ઠસી, અમ જેવી બીજી નથી સતી.
હવે કર્યા ત્રણેએ અહંકાર, તેથી આવ્યોરે વિચાર.
જાણી બોલ્યો માતા મારી, આ વાત કેમ ઉચ્ચારી;
રહ્યો હંકાર તમારા મનમાં, શું સતી નથી બીજી જગમાં.

દંડ અહંકારીને પ્રભુ આપો મદ હમારો પ્રભુ કાપો.
ડ ગ્યો ત્હાં થકીને અહીં આવ્યો. જેથી કામમાં મારા ફાવ્યો
પ્ર તપાત્યતિનું તમે પાળો, લોહ ચણા સેકી આલો
ત વ બોલ્યાં સતી ત્યાં એવું નથી શકતી કામ કરૂં એવું
હો ય રૂષીજી તણીરે કૃપાય; તો તો કામ એ મુજથી થાય;
જો રૂષીજી આજ્ઞાના રે કરે તો તો કાંમ તમારૂં રે શરે.

હાવી રીતે નારદે પ્રેમ પુર્વક દંડવ્રત કરી માતાજીના સનમુખ બે હાથ જોડી ઉભા રહ્યા. એટલે અનૂસૂયાએ. પોતાને ત્યાં પરંમ રૂષી. નારદજીને પધારેલા જોઇ. પોતાની પર્ણ કુટીકા પાવન થઇ જાણી. સારો આદર સત્કાર કરી વિધી પુર્વક પુજન કર્યું અને આવાગમન પુછ્યું.

**ના.**—હે જગત જનુની સતીનો અવતાર હું આપની પાસે મારી એક ઇચ્છા પુરીપુર્ણ કરવા આવ્યો છું.

**અ**—અહો બ્રંમ પુત્ર નારદ એવી તે આપની શી ઇચ્છા છે.

**ના**—માતુ શ્રી સાંભળો હું થોડા સમય ઉપર અ- મારા માતુ શ્રી અને જગત જનેતા લક્ષ્મીજી પાર્વતી અને સાવીત્રીને મળવા વૈકુંઠમાં ગયો હતો. ત્યાં ગયા પછી તેઓએ મારો સારો આદર સત્કાર કરી મને પ્રશ્ન પુ- છ્યો કે હે મહામુની તમારી ત્રણ લોકમાં ફરવાની ગતી છે. માટેકહો ત્રણે લોકમાંથી એકે લોકની સ્ત્રી અમારી બરોબર શીયળ સાધવી તેમજ અમ કરતાં વધે તેવી સુખરૂપે છે. એવી તમે કોઇ પણ જગોએ નજરે પણ જોઇ છે કે તે હમારા શીયળ સુખને ટક્કર મારેને પોતાનું શીયળ સુખ ચડતું રાખે. ત્યારે મેં તેઓને અહં- કાર થયલો જાણી ઘણું સમજાવ્યાં છતાં તે નહી સમજ્યાં ત્યારે મેં કહ્યું તમારા કરતાં અધીક છે. એમ કંઇ સૃષ્ટી

સુન્ય નથી. અને જો તમે એમ કહો છે કે અમારી બ-રોબરી કોઇ કરી શકે એમ નથી તો લો આ લોહ ચણા શેકી આપો. જેથી તે સેકવા તેમણે કર્યું અને ચણા સેકવા ગયાં પણ ત્યાં ઘણુંએ કર્યું પણ ચણા સેકાયા નહી ને નાસી પાસ થઇ બ્હાર આવી. વધારે ગર્વ ધરી બોલ્યાં કે એ ચણાને શેકવા કોઇ શકતીમાન નથી ત્યારે માતુશ્રી મેં કહ્યું નથી કેમ, છે, ત્યારે તેમણે મને સેકાવી લાવવા આજ્ઞા કરી. જેથી માતુશ્રી હું આપની પાસે આવ્યો છું તો આપ મને શરણે રાખી મારી લાજ રાખો કે જેથી મારૂં બોલેલું વૃથા થાય નહીં.ને મારૂં માપ રહે.

અ.—અહો બ્રંમ પુત્ર નારદ તમારૂં કહેવું સત્ય છે. તથાપી હું પાતિવ્રત્ય પાળવા વાળી એટલે મારાથી મારા સુભેચ્છક પતિની આજ્ઞા સીવાય બીલકુલ એવા ખટપટીયા કામમાં ઉત્રુ રહેવાયજ નહીં ને મારા પતિ જાણે તો મારા પર રોપ લાવી મને શ્રાપ આપે છતાં પણ હું શેકી આપું એટલે તો વૈર બીજ રોપાવાનું ને ગર્વ છે તેથી બમણો ગર્વ કરશે.અને તેમાંથી કાંઇ નવા જુની થાય. માટે મારા પતિની આજ્ઞા હોય તો તમારૂં કામ બને નહીં તો હું પતિ આજ્ઞા સીવાય લાચાર છું. જ્યારે નારદે આ સર્વ બીના સતી પાસેથી સાંભળી એટલે નારદને હીંમત આવી અને બોલ્યા કે બહુ સારૂ માતાજી હું હમણાજ મહામુની અત્રી પાસે જઈ આજ્ઞા લાઉં છું. એમ કહી અનસુયાને દંડવત કરી પોતે જ્યાં અત્રીરૂપી નીત્ય કર્મ કરતા બેઠા છે ત્યાં આવ્યાં.

અ.—ત્રી પાસે નારદ આવ્યા નમસ્કાર કરી ઉભાજી ને ત્યા ધ્યાનથી પરવારી મુનીએ નારદને આદર દીધાજી

સ. અ રે નારદજી ભલે પધાર્યા મમ ધામ પાવન કીધાંજી
દ. ૨ હોતમ મમ આશ્રમે એમ કહી અર્ઘ પાદ પુજા કીધાંજી
સ્ત્રા, જુ વો નારદજી ગતી તમારી ત્રીલોકમા ફરવાની
નહીં તેથી કંઇ તમ અજાણ્યું કહો વાત જે જાણીજી
ના–વિ ચાર કરી નારદજી બોલ્યા એક વાત છે કેહવાની
ગ ર્વ ચઢયો જગત માતાને યુક્તી કરો તે ઉતરવાની
અ–રે નારદ એ શું બોલ્યા નહી શકતી એ એમ કરવાની
જીવ જાય પણ એમ ના થાયે બીજી વાત શી કરવાની;
ના–જ્ઞાન દ્રષ્ટિએ વિચાર કરોને પ્રભુતણી ઇચ્છા કેવી.
શુભ ચોઘડીયું શીદ વીતોછો કરો વાત મારી કહેવી;
અ–ઓ નારદજી શી છે આજ્ઞા પ્રભુ રૂદય તમને જાણું.
નેક તમારો રહેવા કાજે, જે કહો તે હું માનુ;
જે કહેશો તે કરવાનો નહી વચન તમ લોપું.
વિચાર કરી નારદજી કહેશો જે માગો તે હું આપું
ના–રીઝયા નારદ અને મુખ બોલ્યા લોહ ચણા સેકાવી આપો.
તેવી આજ્ઞા કરો સતીને જેથી રહેશે તમ અમ માપો
જ્ઞાની રૂપીએ સતી બોલાવી ચણા સેકવા આજ્ઞાના આપી
નમસ્કાર કરી પતિજ્ઞાના સતીએ શીરે સ્થાપી.
કરી નમસ્કાર નારદ રૂપીને અનસૂયા ઘરમાં આવ્યાં.

હવે જ્યારે અનસૂયાએ નારદ પ્રત્યે કહ્યું કે એ મારાથી પતિ આજ્ઞાના સીવાય ન બને તેજ વખતે નારદજને હીમત આવી અને હર્ષના આવેશમાં આવી જઈ માતુશ્રીને દંડવત કરી અત્રી જ્યાં નીત્ય કર્મ કરતાં બેઠાં છે ત્યાં આવવા નીકળ્યા. અને જ્યાં નારદના આવતાં પેહેલાંજ રૂષી પોતાના નીત્ય કર્મમાંથી પરવારી બેઠા હતા

તે મને દુરથી નારદને આવતા જોયા જેથી તરતજ તેમ-
નો આદરસત્કાર કરવા સામા ગયા અને રૂષી નારદનો
સારો આદરસત્કાર કરી વીધી પુર્વક પુંજા કરી કહ્યું કે
હો નારદજી આપ ભલે પધાર્યાને આપ પધારવાથી મારી
પર્ણકુટીકા પણ પાવન થઇ. અને આપના દર્શનથી હું
પણ પાવન થયો. કહો હવે આપનું આવાગમન કેમ
થયું છે ને વળી આપની ગતી ત્રણ લોકમાં ફરવાની છે
તો કંઇ નવા જુની જાણતા હો તો તે પણ કહો.

**ના**—અહા રૂષીનો કેવો શાન્ત સ્વભાવ છે અને વ-
ળી એમનું બોલવું પણ કેવું સભ્યતા ભરેલું છે. વાહ ધ-
ન્ય રૂશી ધન્ય રૂશી ધન્યછે અને વળી જે કામ હું કરવા
આવ્યો છું તેનો તો પ્રશ્ન કરવાનો વખત તમારો તો આ-
વ્યોજ નહી. ને ઉલટોજ અતિ ભાવે કરી મને નવાજ નવા
જુના સમાચાર પુછ્યા. તો હવે મારે શું કામ ન કહેવું. જરૂર
એમને જણાવવું જોઇયેજ જો એમને નહી જણાવું તો
પછી મારૂં કરવા આદરેલું કાર્ય કેવી રીતે પુરૂ થશે મા-
ટે લાવ હવે તો કહીજ દંઉ. ફરી ફરી આવો વખત નહીં
આવે. વિધ્યું તે મોતી હે મહાત્મા જુવો હું કહું છું તે
એક ચીત શ્રવણ કરો. આજથી થોડા સમય પર હું વૈ-
કુંઠમાં જગત જનેતાઓને મળવાની ઉમેદથી વૈકુંઠમા ગયો
હતો જેવો હું ત્યાં ગયો ને મેં જોયું તો ત્યાં તમામ સ્વ-
ર્ગની સખીયો અને રૂષી પત્નિયોનુ મડળ ચીકાર ભરાઇ
રહ્યું હતુ અને તેમાં ધર્મના સંબંધમાં તેમજ પતિ પ્રત્યે
સ્ત્રીયોયે કેવા નીયમ પાળવા એ વિષયોપર કેટલુંક વ્યા-
ખ્યાન ચાલતું હતું જેથી એક બાજુપર ઉભો રહી સાંભ-
ળવા લાગ્યો કારણકે હું તો મળવાની ઉમેદથી ગયેલો અને

ત્યાંતો આવી રીતના બધાં ભેગાં થયલાં એટલે તેઓ વચ્ચે મારે જવું એ ઘણું અઘટીત છે તેમજ પુરૂષોનો ધર્મ પણ એજ છે કે જ્યાં ઘણી સ્ત્રીયો ભેગી થઇ હોય ત્યાં પુરૂષે કદી પણ જવું નહી તે પ્રમાણે હું ત્યાં ન જતાં બાજુપર તેમની વેરાવાની રાહ જોતો બેઠો એટલામાં તો એકાએક તેઓ માંહો માંહે લડવા લાગ્યાં જે પરથી પેલી આવેલી સતીયો રૂપી પત્નિયો વેરાવા લાગ્યાં ને હું અંદર દાખલ થયો. એટલે ત્રણે જગત જનેતાઓએ મને જોયો એટલે ઘણા આદર સત્કાર સાથે મારી પુજા વિગેરે કરી એટલે મેં પણ તેઓનો વિનય પુર્વક દંડવત કર્યો. ને પછી લડવાનું કારણ હું પુછવા જતો હતો એટલામાં તો તેજ બોલી ઉઠયાં કે અહો નારદમુની તમે શ્રીપ્રભુના હૃદયને જાણો છો અને વળી તમારી ગતી ત્રણે લોકમાં ફરવાની છે. તો અમારાપર કૃપા કરી કહો કે ત્રણે લોકમાં કોઇ અમારા જેવી શીયળ સાધ્વી સુખી સતી છે. અને તેને તમે નેત્ર વડે નીહાળી છે અને જો નીહાળી ન હોય તો કર્ણએ સાંભળી પણ છે. જો સાંભળી હોય યા જોઇ હોય તો તે કૃપા કરી કહેશો ત્યારે મેં કહ્યું માતાજી આ આપ જે બોલોછો તે વૃથા છે ને તમને અહંકાર થયો છે માટે માતુશ્રી હવે એ પ્રશ્ન રહેવા દઇ આ પુત્રને બીજો કોઇ પ્રશ્ન કરો કે તેનો ખુલાશો આપું એમ ઘણી ઘણી વારમેં સમજાવ્યાં છતાં તેઓ ન સમજ્યાં ત્યારે મેં કહ્યું જ્યારે તમો નથી સમજતાં ત્યારે જુવો માતુશ્રી આજે તમે અંહકાર ધરોછો તે તદન વૃથા છે) કારણકે તમોતો શું પણ તમથી અધીકા અધીક આ પૃથ્વીપર છે એમ કંઇ પૃથ્વી શુન્ય નથી. અને જો તમો તમારા શીયળનો પ્રતા-

૫ અભીમાને કરી એટલો બધો બતાવતા હોય તો આ લોહ ચણા શેકી આપો તો હમણાંજ તમારા છેલા પ્રશ્નનો ખુલાશો આપું તે વાત તેમને કબુલ કરીને ચણા શેકવા ગયાં પણ દૈવઇચ્છા બળવાન કે તેમનાથી બીલકુલ ચણા ઉના પણ થયા નહી તો શેકાવાની તો વાતજ શી ને પાછા મને આપ્યા અને તેની સાથે અહંકાર કરી બોલ્યાં કે એ ચણાને શેકવા કોઇ શક્તીવાન નહીં થાય કારણકે વજના છે. ત્યારે મેં કહ્યું કે લાવો હું શેકાવી લાવું જેથી હું આ લોહ ચણા સેકાવા અહીં માતુશ્રી અનસૂયા પાસે આવ્યોછું તો હે રૂષી કૃપા કરી તમો સતીને આજ્ઞા આપો કે તે ચણા મને શેકી આપે જેથી જગ્ત માતાઓનાં થયેલાં અંહકાર દુર થાય.

અ—અરર શું નારદજી આપ આ શું બોલ્યા એવી સદ્દગુણી શીયળ શાધ્વીયો અને વળી જગ્ત માતાઓ ઉપરતો મારેથી અઘટીત પગલું કેમ ભરાય. એતો તદન ગેરવ્યાજબી દેખાય કારણકે ગમે તેવાં પણ મોટાં છોકરી ઘડાને ફોડે પણ ઘડાથી કંઈ ઠીકરી ન ફોડાય, બગ મીનને ગળે પણ કંઇ મીનથી બગને ન ગળાય, ઉંદર બીલાડીને મારે એ વાત કદી સાંભળી છે. નહીં નહીં એ ગમે તેવાં પણ આપણા જગ્ત માતા થાય અને તેનાપરજ જો પુત્ર હાથ કરે તો પછી દુનીયામાંના શું ન કરે એતો નેવનાં પાણી પણ મોભે કદી ચડયાં જોયલાં છે. તો પછી મારાથી એવાં અઘટીત પગલાં કેમ ભરાય માટે નહીં નહીં મારાથી એમ કદીજ નહીં બને અને કદી બને તોપણ શું મારે તેમની સાથે વૈર કરવું માટે હે નારદમુની અમને એવી ખટપટમાં ન જોડતાં આપ જે કારણસર આવ્યા હોય તે કારણ તમારી પાસ રહેવાદઇ પધારો.

ના—જ્યારે આવું અત્રીનું બોલવું સાંભળ્યું એટલે નારદ ગભરાવા લાગ્યા અને મન સાથે કહેવા લાગ્યા કે હરી હરી આજ શું મારૂં રૂષી અપમાન કરશે અને જગત માતાઓ એમને જે વૃથા બોલો કહ્યા છે તે ખરૂં થશે પણ લાવ રૂશીને ફરી એકવાર કહી જોઉં.

ના—હે માહા મુની આપનું કહેવું યથાર્થ ખરૂં છે તથાપી આપ મારા પર કૃપા કરી એકવાર જ્ઞાન દ્રષ્ટીથી ન્યાળી જુવો કારણ કે આપ તો જ્ઞાન દ્રષ્ટીએ કરી સર્વ જાણુવાવાળા છો માટે જુવો કે શ્રી પ્રભુની એ કાર્યમાં શ્રી ઇચ્છા છે એટલે તમોને ખાત્રી થશે અને આવું શુભ ચોઘડીયું આવેલું નહિ જવા દેતાં દેવીને આજ્ઞા કરશો કે તેમને ચણા શેકી આપે.

અ—હા નારદજી તમારૂં કહેવું એ વાસ્તવીક છે તો જરા થોભો એમ કહી પોતે જ્ઞાન દ્રષ્ટીથી ન્યાળવા લાગ્યા અને જોયું તો શ્રી પ્રભુની પણ સતીયોનો ગર્વ ઉતારવાની ઇચ્છા છે જ્યારે આવી રીતે રૂશીને ખબર પડી એટલે રૂશી બોલ્યા કે જ્યારે દૈવની ઇચ્છા એમજ છે તો પછી મારે ચણા શેકાવી આપવામાં શો દોષ છે હે નારદ મુની કહો કહો શું સતીને આજ્ઞાનાજ કરવાની છે ને ખરેખર તમો શ્રી પ્રભુનુ હદય જે નારદ છો તે ખરેખરજ તમો શ્રી પ્રભુનું મન અને શ્રી પ્રભુના મનને જાણુવાવાળા છો તો હે નારદ મુની હું તમારા પર ઘણો પ્રસન છું એમ કહી અતિપ્રેમ કરી સતીને બોલાવ્યાં અને પેલા ચણા શેકી આપવા આજ્ઞા કરી. જેથી સતી પતિ આજ્ઞાને સ્વાધીન થઈ ચણા લઇ ઘરમાં ગયાં ચૂલા સળગાવી શ્રી પ્રભુની સ્તુતી કરવા લાગ્યાં. હે વિશ્વંભર દીનદયાળ આ ચણા શેકવાને હું શકતીવાન નથી તથાપી શેકવા માટે નારદ લાવ્યા છે તો હે કૃપા-

નાથ તમારીજ કૃપા વડે કરી હું ચણા શેકું છું તો મારા પર કૃપા કરી આ વજ્ર જેવા ચણા શેકવાની શકતી આપો જેથી જગત જનેતા જે શકતીયો કહેવાય છે તેમની પાસે નારદનું માપ રહે માટે હે પ્રભુ નીર્વીઘ્ને મારૂં કાર્ય પરીપુર્ણ થાય હે જગત નીયંતા હું તો એક પામર છું, ને મારાથી કંઇજ બની શકતું નથી. કર્તા હરતા ઇશ્વર પોતેજ છો તો હે વૈકુંઠાધીપતિ વિશંભરનાથ આ સતીનું પણ કાંમ કરવું અને લાજ પણ રાખવી એ તમારાજ હાથમાં છે.

**ગાયન. તમે ગરીબ ગોવીંદની વારરે.**

અરજ શુણો વૈકુંન્ઠ પતિ નાથરે, વીનવે છે આ નારી.
લક્ષમી પતિ રાખીયે લાજરે, આવો ગરૂડે પધારી;
પડયું કાંમ આ સમે તમ તણુરે, સહાય કરો શ્રી મોરાર.
શીયળ સાધ્વી રહી શરણે તમારે, વીનવે વારંવારરે. વિનવે.
જગત જનેતાને મદ થયોરે; આવ્યા નારદ મુજ પાસ
તેમને લોહ ચણા શેકી આપવારે, હરજી મુજને ઉરમાં આશરે. વિ.
છબીલાજી હવે આવીયેરે, રાખવા સતીની લાજ;
મ્હેર કરી ભુધરજી પધારોરે, તો સરસે સઘળાં કાજરે [વિ.
હીરણ્ય ગર્ભનું નામ જપતાં, ચણા શેકવા તે લાગ્યાં.
તે સતીની લાજ રાખવા કાંમ પ્રભુએ પોતે કીધાં
નીરવીઘ્ને ચણા સેકાયા તે લઈ નારદને આપી દીધા.

આવી રીતે માતુશ્રીએ ચણા શેકી લાવી નારદને આપ્યા એટલે નારદ અતિ હર્ષમાં આવી જઇ કહેવા લાગ્યા કે સત્યનો જય છે અને પોતે જવાની આજ્ઞા માગી.

મન હરખતાં નારદ મુને રૂષી પાસે આજ્ઞા માગી
નેક રાખ્યો શ્રી હરીયે માહરો, તમે મારી નાક રાખી;

ત્યારે અત્રી બોલ્યા કે નારદજી હમે શું તમારી નાક રાખવાના હતા કર્તા હર્તા તો તે શ્રી પ્રભુ વિશંભર

નાથ છે અને તેનીજ કૃપા વડે પણ આ ચણા સેકાયા છે માટે હવે આપ ખુશી થઇ પધારો અને વળી કોઇ વખત કંઈ કાર્ય અર્થે.પધારવું થાય તો પધારી આ પર્ણકુટીકા પાવન કરજો એટલે નારદ ત્યાંથી વિદાય થયા અને રસ્તે વિચાર કરવા લાગ્યા કે હવે મારો પણ વખત આવ્યો છે માટે હવે મારે પણ યુક્તીથી માતાઓને ખુબ ચઢાવવાં અને શીયળ શાધ્વીને સંતોષવા પણ કંઇ એમ સંતોસાય નહી અને એમ ભક્તનો મહીમા પણ વધે નહી જો કંઈ પ્રભુઓ એ ખટપટમાં જોડાય ત્યારે તો સકતીયોને થયલો અહંકાર પણ દુર થાય અને ભક્ત શ્રાધ્વીનો મહીમા પણ વધે માટે બસ હવે તો આપણે ગમે તમ કરી દેવ સતીયોને લડાવવાં અને તે ટંટો જોઈ ઘણા દીવસથી ટંટાનો તેમાં વળી હું પણ ભુખ્યો છું તે ભુખ ટાળવી.

## ગાયન. ચાલો દર્શન ભોજન કરશું.

વાહવા શારી લ્હેજ પડશે, શરખા શરખી જોડી મળશે
બોલ્યું મારૂં મેં તો પાળ્યું, ઘાલી મોટી હામ,
અનસૂયાની લેવા પરીક્ષા ભોળવું, સતી આમ. વાહ.
ત્રણે સતીયોને ખુબ લડાવું, કામ કરૂં એનેટ
ત્રણે દેવો ભેગા થઇને ઉઠાવો, સતીની વેઠ વાહ.
સ્ત્રી હઠથી હારી તેવો, જાસે, ગમ્મત પડશે ખુબ
ઝગડો જામતો જોઈ આજે, ભાંગીશ મારી ભુખ વાહ.
હું કરૂં પણ કોઇ ન કરશો ધધો મારો એહ
ભગો કહે વિનવીને આજે, કરશે તેતો જાસે નર્કે તેહ વા.

એમ વિચાર કરતાં કરતાં શ્રી વિષ્ણુનું નામ સ્મરણ કરતા વકુંઠમાં જનુનીઓ પાસે આવવા ત્યાંથી રસ્તે પડયા. હવે રસ્તે પડેલા મહામુની નારદજી થોડાજ વખતમાં શ્રી પ્રભુનું સ્મરણ કરતા વૈકુંઠમાં જ્યાં દેવીઓ બેઠાં હતાં ત્યાં આવી પહોંચ્યા.

# પરીચ્છેદ પાંચમો.

## ગીતી.

---

ભાખતા શ્રી હરીનું નામ, પોતે આવ્યા જનુની પાસે;
વળી નમસ્કાર કરી બોલ્યા, લ્યોસેકયા ચણા સતીયે હુલાસે.

**ગાયન. ભલે લાલ તમાચો.**

નાખ્યા ચણા ત્રણે પાસ, શકતી વીસ્મય થયાં રે. (૨)
પુછ્યું ત્યાં નારદને એવું કોણે ચણ્યા આ સેકયા.
રીઝતાં રીઝતાં નારદ બોલ્યા સુન્ય નથી કંઇ દુનીયા.નાખ્યા.
કીધી માયા શ્રી હરીએ, તોડવા ઝાઝું ઝેર;
ધીરજ ધારી પુછજો તમો, જ્યારે પીતા આવે ઘેર. નાખ્યા.
તે વખતે નામ સુણીને થાશો મનમાં ખુશ
વિદાય થયા પોતે નારદજી; જેથીપહોંચે મનની હુંશ. નાખ્યા.

જ્યાં આવી રીતે કહી નારદજી જવા લાગ્યા ત્યારે દેવીયો તેમને બુમો પાડી પાછા આવવા માટે વિનવવા લાગ્યા.

**ના**—હે માતુશ્રીયો મેં મારી ફરજ બજાવી છે હવે તમારી પાસે આવવાની કંઇ જરૂર નથી. જો મારા પર હજી પણ તમને વિસ્વાસ ના આવતો હોય કે દુનીયામાં શીયળ શાધ્વી નથી તો તમો તમારા પતિયોને મોકલી તેની પરીક્ષા લેવડાવો કે થાય તમારી ખાત્રી.

**દે**—નારદ તમારૂં બોલવું સત્ય છે પણ, તેમના કહેતા પહેલાં આપજ કૃપા કરી તે શાધ્વીનું નામ જરા જણાવો તો ઘણું સારૂં કારણ કે જો તમારા તરફથી જાણવામાં આવે તો પછી અમને તેમની સાથે બાઝતાં ફાવે.

**ના**—હા ત્યારે, મારે કયાં ના છે.

## ગીતી.

પાર્વ—તહી નહી નારદ તમે કહોને નામ તે નારીનું
શીયળ શાષ્ટ્વી કહાં રહે છે શા માટે રાખો તમે છાનું
તમ પીતાને પણ પુછશું, પણ પ્રથમ કહો ધીરધારી
શરશાઇ અમથી શું કરે એ, દીઠી ખુબી અમે ભારી
માટે પુત્ર કર કૃપા ક્દી, આ જનેતાપર તારી.

સાવી—અરે પુત્ર નારદજી જરા આપ વિચાર કરો કારણકે તે શીયળશાષ્ટ્વીનું આપેજ અમારી સાથે ઉપરાણું લઇ તેની ઉપમાં વધારી અને ચણા પણ તમોજ સેકાવી લાવ્યા માટેજ કૃપા કરી તે શીયળશાષ્ટ્વીનું નાંમ અમને જણાવો કે કઇ શીયળશાષ્ટ્વી અમારા કરતાં વધી કે તેને આ લોહ ચણા સેકી આલ્યા.

ના—માતુશ્રી ખરેખર તે તમારા કરતાં વધારે શીયળશાષ્ટ્વી છે ને આપ જ્યારે મારા મુખથી તેનું નામ શ્રવણ કરવા ઇચ્છા રાખો છો તો તો સાંભળો તેનું નાંમ પણ જુવો સાંભળ્યું નાંમ કે તમો ઠરી નહીં બેસો ઠાંમ પછી તમારી ઇચ્છા હોય તો કહું નહીતો મારા પીતાઓને પુછજો.

લક્ષ્મી—મને ગમે તેમ થાય ઠાંમ નહી બેસીયે તો હમે નહી બેસીયે પણ તમો કહો તો ખરાં હવે જ્યારે પેલા રાજાને કંઇપણ સંતાન ન હતું ત્યારે તેને મોટા મોટા બ્રાહ્મણોની સભા ભરી જોવડાવ્યું કે મને સંતાન કેમ થતાં નથી.

બ્રા—રાજંન એતો દેવ ઇચ્છા છે થવું કે ન થવું એ હમારા હાથમાં નથી. પણ જુવો તમે મોટા મોટા યજ્ઞો કરી શ્રી વિષ્ણુને રીઝવો તો કંઇક તે પ્રસંન

થઇ તમોને સંતાન આપે ત્યારે તે રાજાએ તે બ્રાહ્મણો નું કહેવું વ્યાજબી જાણી પોતે મોટા મોટા યજ્ઞ કરાવી વિષ્ણું ને રીઝવ્યા ત્યારે વિષ્ણું તેમના પર પ્રસન્ન થયા અને તે વૃદ્ધ રાજાની રાણીને સારો દીવસ બતાવ્યો હવે એમ કરતાં દશ માશ પુરા થયા એટલે પેલી રાણીયે એક પુત્રીનો જન્મ આપ્યો જેની ખબર રાજાને થતાંજ ઘણો હર્ષમાં લીન થયો હવે તે પુત્રી ૭ દીવસની થઇ ત્યારે રાજાએ તેના જન્મ અક્ષર કરાવવા પોતાના રાજ જોશીને બોલાવ્યા આ રાજ્ય જોષી ઘણા અભીમાની હતા હવે તેમણે આવી પેલી પુત્રીના જન્મના ગ્રહો જોઈ જન્માક્ષર કરવા શરૂ કરયા જે વખતે જન્મ અક્ષર પુરા બરોબર ગણત્રી કરી લીધા ત્યારે તેમાં એવો નીર્ણય થયો કે જે પુરૂષ આ પુત્રી સાથે પરણે અને જો તે ગરીબ સ્થીતીનો હોય તો તરત રાજ્યપાટ મળે અને તે ચક્રવૃતી થાય અને ઘણું સુખ ભોગવે અને જો રાજા પરણે તોપણ તે ચક્રવૃતી થાય એમાં શંશય નહી કારણ કે શ્રી વીષ્ણુએજ એ કન્યા રાજાને આપેલી એટલે તેના ગ્રહો એવા બળવાન હોયજ હોય જયારે બ્રાહ્મણ પોતે એ પ્રમાણે નીર્ણય કરી ને પોતે ઇચ્છા કરી કે જો એ પુત્રી સાથે હુંજ પરણું તો આ ભીક્ષાવૃતી કરવી મટે અને રાજ્યપાટ મેળવી ચક્રવૃતી થાઉં માટે જરૂર હુંજ એ કન્યાને ગમે તે રસ્તે પરણું પરણું ને પરણું રાજાને અવળું સમજાવવો એ મારૂંજ કાંમ છે બસ હવે હું રાજા થઇશ. જોઉં પછી મારૂં નાંમ કોણ દે છે એમ એ પેલા મહારાજે અભીમાને કરી ઇચ્છા કરી. કહો એને પ્રભુ કેમ ગમે જ્યારે આ પ્રમાણે ઘણોક વખત થયો

એટલે પેલા રાજાએ પેલી પુત્રીના જન્મ અક્ષર વિષે પુછ્યું કે કેમ મહારાજ કંઈ ખુબ ઉડા વીચારમાં છો કેમ પુત્રીના ગ્રહો કેવા છે અને પુત્રીના જન્મ અક્ષરમાં શું શું છે એટલે બ્રાહ્મણ જોસી તરત બોલી ઉઠયો કે રાજંન શું કહું કહેતાં જીભ ઉપડતી નથી પણ કહ્યા સીવાય છુટકો નથી માટે સાંભળો એ પુત્રીના જન્મ વખતના ગ્રહો એવા કનીષ્ટ છે કે જ્યારે પુત્રી બરોબર સવા માસની થાય કે તરતજ બાપને બંધન કરાવે માતા મરે રાજ્યપાટ પરહાથે કરાવે અને છેવટ બાપ બંધીખાને સડી સડી મરે. જ્યારે રાજાએ આ પ્રમાણે તે બ્રાહ્મણનું બોલવું સાંભળ્યું એટલે રાજાને ઘણુંજ દુઃખ પેદા થયું અને બ્રાહ્મણ પ્રત્યે બોલ્યો કે ત્યારે હવે એ પુત્રીને શું કરવી મારીયે છીયે તો ઇશ્વરી નીયમનું ઉલંઘન અને બાળહત્યા એ થાય છે માટે કહો; ત્યારે પેલો અભીમાની બ્રાહ્મણ બોલ્યો કે હે રાજન એમ મુંઝાવો છો શું જુવો એક કાષ્ટની પેટી કરાવી તેમાં સારી ગાદીયો જડાવી તે પુત્રીને તેમાં ઘાલી ઉપરથી તાળુ વાશી કુંચી તેની સાથેજ બાંધી ગંગાજીના ચઢતા પુરમાં મુકીદો એટલે તમોને કંઇ દોશ નહી લાગે અને તમારે માથેથી સર્વ વિઘ્ન ઉતરી એ પુત્રીને કોઇ કાઢશે તેના પર તે વિઘ્નો પડી તેને નડશે; અવળો રસ્તો રાજાને બતાવી પોતે ત્યાંથી પોતાના મકાનપર આવ્યો અને પેલા રાજાની પુત્રીની પેટીની રાહ જોવા લાગ્યો હવે પેલા રાજાએ તરતજ તે પ્રમાણે કરાવી પેટીને ગંગાનાપુરમાં મુકવા મોકલી દીધી તે પેટી પેલા બ્રાહ્મણે માણુસોને માથે લઇ આવતાં જોઈ કે તરતજ તેની પાછળ પડયો એટલે ગંગા નદી પાસે તેઓ ગયા અને પેલા માણુસોએ ખુબ ઉડે જઇ

પેલી પેટી ગંગાજીમાં મુકી જેવી પેટી મુકી તેવીજ તે હારમાં પડીને ખેચાવા માંડીને પેલાં માણુસો તો ચાલ્યા ગયાં અને બ્રાહ્મણુ પેલી પેટીને લેવા સારૂ કાંઠે કાંઠે ચાલવા લાગ્યો આવી રીતે તે બે એક ગાઉ ગયો પણુ પોતાને તરતાં આવડતું નહોતું જેથી પાણીમાં પણુ પડી કહાડી શકાય તેમ ચલી પણુ નહોતું હવે બ્રાહ્મણુ પણુ ચાલવાથી થાકી ગયો હતો ત્યારે પણે નારદે સતીયોને સમજાવ્યાં છતાં પણુ ન માન્યું ત્યારે કહ્યું સાંભળો

## ગાયન. સવૈયા ૩૧ ત્રીશા.

ધન્ય ધન્ય દીવસ આજે મારો માંડયો તમે બહુ સારો વાદ
ખરૂં કહેવા ઘણોજ ખુશી નહીતો બેસે વૃથા અપવાદ,
શીયળ શાધ્વી લક્ષ્મીજી કહું હું તે ધરી લ્યોને તમે ધ્યાન
તમ કરતાં અધીક પૃથ્વીમાં ભુલાવે સઘળાનું ભાંન
નેત્રે જે મેં જોઇ નારી, તે તમ સર્વમાં અધીક ધારી;
તે પ્રેમદા અત્રીની નારી, શીયળ શાધ્વી સુખી પૃથ્વીમાં ભારી
સતી અનસૂયા સમ નહી બાળી, પૃથ્વીમાં જઇ જુવો ન્યારી
અંહકાર ધરી શું વદો છો માતા જેને સાક્ષક છે જગત્રાતા

આવી રીતે જ્યારે સકતીયોને સમજાવ્યાં છતાં ન માન્યું ત્યારે અતિ ક્રોધાવેશમા આવી જઇ. તે સતીયોને નામ જણુંવી શ્રી હરીનુ સ્મરણુ કરતા ચાલ્યા, હવે જ્યારે આવી રીતે નારદ ક્રોધ કરી ચાલ્યા ગયા ત્યારે ત્રણે સકતીયોને અધીક ગર્વ ઉત્પન થયો. ને કહેવા લાગ્યા કે ઠીક છે નારદજી હાલતો તમોએ તે સતીને એમારા કરતાં અધીક ઉપમા આપી છે, પણ હવે જોઇયે છીયે કે એ ઉપમા કેટલી વાર રહે છે, જ્યાં સુધી એ શીયળ શાધ્વીના સીયળનો ભંગ કરી તમારી આપેલી ઉપમા તમારા જ મુખમાં પાછી ન ઘાલીયે તો અમો શાધ્વીયો લંચ્છન લાગે.

લ—કહો બેનો હવે કેમ કરીશું. આ મારા બોલવામાં કંઇ તમોને સમજ પડે છે.

સાપ્રા—ના બ્હેન ના.

લ—ત્યારે જુવો વ્હાલ તે આપણા મો આગળ આ લોહ ચણા જે આપણુથી ન સેકાયા. તે એમને આ પડે ત્યાં નારદ જોડે સેકી મોકલ્યા, જુવો જરી પણ એને આપણી સરંમ પડી કે તરત પોતે પોતાનું પોત પ્રકાશ્યું અને આપણુને એના કરતાં હલકાં પાડવાની ઇચ્છા કરી કેવી હલકાઇ બતાવી તેતો ઠીક પણ વળી નારદને હાથ પાછી તે વાત ગઈ એટલે ઠામે ઠામે ઠામ ઘેર ઘેર જે આપણે કંઇ નહી કરીયે તો આપણુને હલકાં પાડવામાં કચાસ રાખશે નહી માટે હવે આપણે શી યુક્તી રવી.

સા—બ્હેન આપનું કહેવું તદન વ્યાજબી છે માટે જરૂર જરૂર કંઈ પણ યુક્તી પ્રયુક્તી કરી તેના શીયળ નો ભંગ કરાવવો એટલે થયું નહી તો જો કંઇ પણ યુક્તી આપણે નહી કરીયે તો આ ત્રણે લોકમાં નારદ વગોવશે જેથી આપણું માન્ય ઘટી તેનું વધશે ને આપણો ભાવ કોઈ પણ નહી પુછે માટે હવે તો જરૂરજ યુક્તી સર તેના શીયળનો ભંગ કરાવવો.

લ—સત્ય છે તમારૂં કહેવું મને પણ એજ રસ્તો યોગ્ય લાગે છે માટે કરો પ્રતિજ્ઞા કે આપણે આપણા પતિયોને તે શીયળશાસ્ત્રીનું શીયળ ભંગ કરવા મોકલવા અને જ્યાં સુધી ન જાય ત્યાં સુધી આપણે એમની સાથે કોઇ પણ જાતનો વૈભવ ભોગવવો નહીં. જ્યાં લક્ષ્મીજી એમ બોલ્યાં કે તરતજ બંને વેતે પ્રમાણે ને ત્રીજાં લક્ષ્મીજીયે પણ પ્રતિજ્ઞા લીધી અને ત્યાંથી જુદાં પડી સૈં સૌના સ્થળે આવ્યાં.

રીસાવું પતિ સાથે એમ નીશ્ચય કરી ઘેર આવ્યાં
તે વખતે સ્વયંભુ પણ બ્હાર થકી ઘરમાં આવ્યા
હે સતી હે સતી મુખે કહીને પોકારવા પોતે લાગ્યા
ગુસ્સામાં સાધ્વી શાને બોલે જાણ્યું કે કંઇ બહાર ગયા
રૂદ્રાણીને પોતે ખોળતા પાર્વતી પાસે તે તો ગયા
દયાનીધીએ પુછ્યું ઉમાને આજ કેમ ઉદાસ થયા.
તમ આગળ આવીને શું કોઇયે નીકટ વચન કહ્યાં
માહાદેવ પ્રત્યે ઉમા બોલ્યાં રહો તમે અમથી આઘા,
રીતસર વાત કરો અમ સાથે જોયા તમારાં લાડ બધાં;
મહાદેવ કહે છે શુણો પાર્વતી આમ થવાનું કારણ શું
નહી જાણું તેથી પુછુંછું કહેવાને હરકત છે શું
કામની ક્રોધ કરીને બોલ્યાં છે તમથી શું છે અજાણ્યું
અમ કરતાં શાધ્વી દુનીયામાં કહો નામ તેનું જાણું
નારદ આવી કહી ગયા છે પ્રભુ આવીને કહેશે.
પુછું છું હું તેટલાજ માટે કહો શતી તે કહીજ હશે
રીઝયા શંભુ મનમાં પોતે નારદે આવી ઠીક કર્યું
કરવા અંહકાર શકતીયોનો ઓછો નારદે શુભ પગલું ભર્યું
રહીને સ્વયંભુ એણીપેર બોલ્યા સ્ત્રી હઠ હવે નહી કરો
શો શાર છે નામ પુછવામાં માટે કંઇક વિચાર કરો

હવે સર્વ શકતીયો પ્રતિજ્ઞા કરી પોતાને સ્થાનકે આવી રીસાઇ બેઠીયો છે એવામાં પાર્વતી પતિ રૂદ્ર જે બ્હાર નીકળ્યા હશે તે પાછા પોતાને સ્થાનકે આવ્યા અને આવી જોયું તો ત્યાં કોઇ તેમના જોવામાં આવ્યું નહી જેથી સતી હે સતી તમે ક્યાં છો એમ પોકાર કરવા લાગ્યા અને પાર્વતીને શોધતા શોધતા જ્યાં પાર્વતી બેઠાં હતાં ત્યાં આવ્યા, અને અતિ લાડપાડે કરી તેમને બોલાવવા લાગ્યા.

પા—જાવ જાવ હવે અહીંથી આઘા ખશો એવા ખોટા લાડપાડ માહરી સાથે શું કરવા કરો છો.

રૂ—અરે આ શું આજ આ સતીને શું થયું છે. જે હું ક્યારનો બોલાવું છું તે ન ગણકારતાં કહે છે આઘા ખશો અરે શતી છે શું તેતો કહેશો અને શું મારી ગેરહાજરીમાં અહીં કોઇ આવી તમોને કડવાં વચન કહી સંતાપી ગયું હોય તો કહી નાંખો હું તમારા પર આવો સમર્થ પતિ છું છતાં તમારે આમ શતિ થઇ શોક મગ્ન થવું તે શા કામનું છે માટે જે હોય તે કહો અગર જો આપને કંઇ દુઃખ પેદા થયુ હોય તો તે પણ કહો. જ્યાં સુધી હું છું ત્યાં સુધી તમારે કશી વાતે પણ દુઃખી થઇ શોક કરવો નહીં જ્યારે પાર્વતીએ શીવના મુખથી એમ સાંભળ્યું ત્યારે.

પા—હવે મારો વખત આવ્યો છે તો હું કેમ ચુકું જ્યારે મારા કહેતાં પહેલાંજ પોતે બોલી બંધાઈ ગયા છે તો કહેવામાં શું હરકત છે એમ કહી કહેવા લાગ્યા કે હે પ્રાણવલભ પ્રગટ પ્રભુ મારી આપના પ્રત્યે પુછવાની ઉત્કંઠા એટલીજ થઇ છે કે મારા કરતાં આ ત્રણ લોકમાં વધે એવી કઇ સીયળ સાધ્વી છે તો તેનુ નામ સું અને તે કયાં રહે છે તે કૃપા કરી જણાવશો

રૂ—અરેરે સતી તે શીયળવતીનુ નામ ઠામ આપને જાણવાની શી જરૂર પડી તે સતીનું નામ લેતાં તો મહા ઉત્પાત થાય એમ છે.

પા—ભલે ઉત્પાત થવાનો હોય તો થાય પણ તેનુ નામ તો મારે જાણવુંજ છે માટે તમારે કહેવું પડશે કારણ કે મને નારદે પણ કહ્યું છે કે મારા પીતા તેમનું નામ જણાવશે ત્યારે રૂદ્રના મન

રૂ—માં ઠસ્યું કે જરૂરજ આ સતીયોને અહંકાર થયો છે તે અહંકાર ઉતારવા આ બધી યુક્તી નારદજીયે જ રચી છે અને પાછી નારદે ઉસ્કેરણી પણ કરી છે જેથી આ સતીને થયેલો અહંકાર થોડાજ સમયમાં ઉતરી જશે તેથી પાર્વતીને સમજાવવા લાગ્યા કે જુવો એમાંથી સારાં ફળ નહી આવે માટે એ નામ સાંભળવાની હઠ તમે છોડી દયો અને વિવિધ વૈભવ મનપર લ્યો.

પા—ભલે શાર નહીં નીકળે તો મારે નથી કાઢવો ને જ્યાં સુધી મારૂં ધાર્યું નહી થાય ત્યાં સુધી તો મારે કોઇ પણ પ્રકારનો વૈભવ ભોગવવો નથી.

રૂ—શતી! જેવી તમારી ઇચ્છા જ્યારે સતીનું નામ તમારે જાણવુંજ છે તો સંભળો આજ કાલતો ત્રણે લોકમાં અતિ વિખ્યાત અને પ્રકાશીત અત્રિ પતિ પરંમ પવિત્ર પ્રભુની ભક્ત શીયળ સાધ્વી સતી અનસુયા છે. અને તેઓએ ઘણા વર્ષો સુધી રૂક્ષકુલાન્દ્રીમાં રહી તપશ્ચર્યા કરી હાલમાં શ્રી નર્મદા ત્રટપર પોતાના પતિસહ રહે છે. તેના જેવી તો હું કોઇ જોતોજ નથી. જ્યારે એમ મહાદેવ બોલ્યા કે તરત પાર્વતીજીને ફાવતું આવ્યું અને અતિ ગુસ્સાના આવેશમાં આવી જઇ કહેવા લાગ્યાં કે—

ગુસ્સે થયાં જ્યારે નામ જાણ્યું, અનસુયા તણુ ત્યાં પાર્વતી
રૂદય વિશે ત્યાં ક્લેશ આવ્યો, શીયળ ભંગ કરાવું સતી
ગોઠડી જેવી કરી હતી ત્રણે જનેતાઓએ મળી
વિનંતી કરી તે પ્રમાણે પાર્વતીએ સંભુને મળી
કઈ આપને આવો તમો હે પ્રાણાધાર માહરા
દો માગીયું મુજને એટલું વિશ્વંબરા ગંગાધરા
નાક મારો રાખો નહીં તો, હરેક રીતે હુંય મરૂં.
ખડકી ચીતા દેહ બાળું જીવીને હું શું રે કરૂં.

હવે પાર્વતીયે જ્યાં શંકરના મુખમાંથી તે શીયળ શાધ્વી અનસુયાનું નામ જાણ્યું કે તરત અતિ ક્રોધીત થઇ કહેવા લાગ્યા કે જુવો સ્વામીનાથ આપ હમણા જ કહી ગયા કે હું છતાં તમારે દુઃખ શું તો દુઃખ માત્ર આટલુંજ કે તે શું હમારાથી વધે માટે ગમે તે યુક્તીયે તમે ત્યાં જઇ તે શીયળવતીના શીયળનો ભંગ કરી તેને શ્રાપીત કરો.

મા—અરરરર સતી આપ એ શું બોલ્યા દેવી તમો એતો દાટ વાળ્યો જુવો એમના શીયળનો ભંગ તો હું શું પણ મારા જેવા અનેક જાય અને તે ગમે તેવા પ્રપંચ કરે પણ તે શાધ્વી તરત સમજી જઇ તેને ઉલટા શ્રાપી કરે તો પછી મારી શી ગુંજાશ માટે તમો એવી હઠ ન કરતાં વૈભવો ભોગવી આનંદ કરો તમારે ને તેને શું વૈર છે.

પા—હમારે ને તેને વૈર છે કે નહી તે હમો જાણીયે તમો શું જાણો પણ તમો ત્યાં જઇ શીયળ ભંગ કરવા કબુલ કરો છો કે નહી જો તમો મારા કહેવા મુજબ નહી કબુલ કરો ને મારો નાક નહી રાખો તો હું ગમે તે રીતે મારો પ્રાણ ત્યાગ કરીશ ને આપને સ્ત્રી હત્યા આપીશ

રૂ—અરે સતી હુ તમને કહું છું કે તમો તમારી લીધેલી હઠ છોડી દો અને માનો માનો પાછળથી પસ્તાશો જુવો હઠ લેવામાં કોઇએ ફાયદો કહાડયો નથી

પા—ભલે હઠમાં ફાયદો કે ગેરફાયદો તે મારે ન જોઇયે પણ ત્યાં જવાનું હા કહો નહી તો આ હું બળી ભસ્મ થાવું છું એમ કહી પાર્વતીજી અલોપ થયાં

રૂ—બસ આવી રહ્યું હવે એની લીધેલી હઠને આ ધીન થયા સીવાય છુટકો નથી હવે જરૂર જવુ પડવાનું ને એ સતીના શ્રાપને આધીન થવું પડવાનું પણ લાચાર કે નથી જતા તો સ્ત્રી હત્યા થાય છે એમ વિચાર કરે છે એટલામાં પાર્વતીને ન જોતાં બસ એટલામાં કયાં ગયાં શું જતાં રહ્યા કયાં દેવી દેવી દેવી નથી જતાં રહ્યા રીસાઈ ગયાં. અરે આ રહ્યા. નોય નોય એ આ આવ્યાં કયાં છે કયાં છે નથી નથી આવી રીતે પાર્વતીને ન જોવાથી ગાંડા ઘેલા બની આમ તેમ ધુમવા લાગ્યા. અરે આવો આવો દેવી હવે હું પ્રતિજ્ઞા કરી કહું છું કે હું તે શીયળ શાધ્વીના શીયળનો ભંગ કરવા જઇશ અને યુક્તી પ્રયુક્તી કરી તેના શીયળનો ભંગ કરવા ઉત્સાહી થઇશ.

**ગાયન. મન મોહન પ્યારા પાસે.**

આવો આવો (૩) દેવી તમે આંઈ કરૂં કાર્ય તમારૂં જઇ ત્યાંઇ
વાતમાંને વાતમાં આ તે શું કીધું, ચીત્ત ચળાવી દીલ
છુપાવી દીધું.

હવે આવોને ચીત ચોર્યું આંઈ; કાર્ય
વાહ છબીલી તે ગાંડો બનાવ્યો,
ગભરાયો હું પ્રેમમાં ગુંથાઇ—કરૂં.
દેવી અરજ મારી દીલે ધરોને, સન્મુખ આવી ભેટી લીયોને
પ્રીયા તમ વીના મરૂ હું મુઝાઈ—કરૂં.

જ્યારે મહાદેવે આ પ્રમાણે જવા કબુલ કર્યું કે તરતજ પાર્વતી રૂદ્ર સન્મુખ આવી પાયે નમી ઉભા રહ્યાં અને કહ્યું હવે શી આજ્ઞા છે.

રૂ—અરે દેવી તમો ક્યાં જતાં રહ્યાંતાં

પા—શું તમોને ખબર નોતી કે હું તમારી પાસે જ હતી. પણ કેમ હવે જવા કબુલ છો ને જો જ-વા કબુલ હોતો થાવ તૈયાર.

જ્યાં આગળ પડી છે ત્યાં આગળની ગુરૂ પાસે બરોબર એધાણી લઇ તેઓ ત્યાં ગયા અને પેલી પેટી લઇ આવી ગુરૂને સ્વાધીન કરી એટલે ગુરૂએ તેમને કહ્યું કે આ પેટીને ઉપલે માળે ચડાવો જેથી સર્વે એ પેલી પેટી ઉપર ચડાવી અને પોતે ઉપર જઇ વિચાર કરવા લાગ્યા કે હવે આ પુત્રી તો નાહની છે માટે એની સાથ લગ્ન પણ શી રીતે થાય પણ એને બ્હારતો કાઢું કારણ કે માતા વગરની એ ત્રણ દીવસની ભુખી હશે પછીથીએ આપણા કબજામાંજ છે એમ કહી બીચારો ભલો બ્રાહ્મણ પેલી પેટી ઉઘાડવા લાગ્યો અને જ્યાં પેટીનું બારણું ઉ-ઘાડયું કે તરતજ પેલો માંહે રહેલો ભુખ્યો ડાંસ રીંછ ત-રત એ પાપી અભીમાનીની કોટે બાઝયો જેથી પેલા બ્રા હ્મણે ધાર્યું કે આ કૃત્ય ગમે તે કોઈ રાજાનુંછે તે વખતે પેલો બ્રાહ્મણ બોલ્યો કે.

**ममईच्छा समनास्ती दैवईच्छा प्रवर्त्तते**
**राज्यकन्या राज्यदुवारे भालुभक्षंती ब्राह्मणा**

આ પ્રમાણે તે કહેવા લાગ્યો કે મારી ધારેલી ઇચ્છા મારા મનમાં રહી અને દૈવઇચ્છા આગળ થઇ જેથી આ રીંછ મારૂં ભક્ષણ કરે છે અરેરે હું કેવો પાપી અધમકે મેં દૈવઇચ્છા બાજુપર મુકી મારી ઇચ્છાએ કરી મેં રાજ્ય કન્યા સાથે પરણવા કલ્પના કરી હા હા હું ખરે-ખર કેવો પાપીષ્ટ પણ હવે ખરે સમજાયુ કે પાપનો

બદલો ઇશ્વર આપે છે. અરેરે જેમ નાના ખાબડામાં સાગરનું પાણી ઘણો વખત ટકતુ નથી તેમજ આરદયરૂપી મંદીરમાં પાપ પણુ ઘણી વાર ટકી શકતુંજ નથી. પણુ જ્યાં સુધી જેમકે નાના ખાબડામાં પાણી ઘણો વખત તરેહને તેના દુર્ગંધથી તે તેની પાસે કોઈ જાય નહી તેજ પ્રમાણે -હૃદયરૂપી મંદીરમાં જ્યાં સુધી પાપ ભરાયલું છે ત્યાં સુધી તેના મોં આગળ ( જ્ઞાન પણુ જતું નથા તેમજ કોઇને રોગ થયો હોય અને તેને ઘણી ઘણી સારી ઉમદા ચીજો મેવા મીઠાઈઓ ખાવા આપીયે પણુ તે સર્વે તેને રોગના કારણુથી કડવી લાગે છે. તેજ પ્રમાણે દરેક મનુષ્યમાં મારી માફકના પાપો ભરેલાં હોય તો પછી ઇશ્વરને ઓળખવા કેવી રીતે શક્તીમાન થાય જેમકે આંધળાને આરશી નકામી છે અભણુને વાંચવું નકામું છે તેજ પ્રમાણે પાપીયોને જ્ઞાન પણુ નકામું છે કારણુકે જુવો આંખ ન હોય તો અરીશામાં પડતું પ્રાતબીંબ શી રીતે જોઇ શકાય તો ધર્મ વિના જ્ઞાન પણુ શી રીતે સમજી સકાય. માટેજ મારા જેવા પાપીયો અને બુરી વાસનાઓ ંકરવાવાળાના રદયમાં ઈશ્વરી જ્ઞાનની ઉંડી અસર થતી નથી તેમજ પ્રભુએ પણુ કહેલું છે.

**येषां त्वंतगतं पापं बनाना पुण्य कर्मणाम् ॥**
**तेद्वंद्व मोहनिर्मुक्ता भजंते मांदृढव्रता**

**गी अ ७ श्लोक २८**

અર્થ ધર્મના ભલાં કામો કરવાથી જે માણુસોના પાપ કપાઇ ગયાં છે તેઓ સુખ દુઃખથી છુટી જઇને દૃઢ નીશ્ચયથી મને ભજે છે.

ભાઇયો પ્રભુને ભજવા પ્રભુને ઓળખવા પ્રભુ મા-

તન્મય થવું એનું નામ જ્ઞાન છે. પણ એ કયારે મળે છે કે પાપ કરવા છોડી સર્વેપર એક સરખો દયાવાન થાય તોજ તે જ્ઞાન પ્રાપ્ત કરવા શક્તીમાન થાય માટે પાપનો નાશ કરવા જેમ બને તેમ ધર્મના કામો કરી મારી માફક પાપ વાશના છોડશો તો તમો ઝટ પ્રભુને પણ ઓળખશો અને જ્ઞાન પ્રાપ્ત કરશો માટે ભાઇયો આમને દૈવઇચ્છાએ જેમને મારા પાપનું ભયંકર ફળ મળ્યું છે તે જુવો કે પવિત્ર જ્ઞાનની અસર પાપી મનુષ્યોના રદયમાં અસર કરી શક્તી નથી ત્યારે તેને બીજી કઇ ચીજ અસર કરશે દરેક મનુષ્ય માત્રને સુધરવા માટે દુનીયામાં ઉત્તમમાં ઉત્તમ અને પવિત્રમાં પવિત્ર જ્ઞાન છે એ સીવાય બીજું કંઈ નથી એવું જે પવિત્ર જ્ઞાન પણ પાપના સાંમે થોડીવાર-માંજ તે પાપની કઠોરતા સામે હારી જાય છે. એટલું બધું પાપ ભયંકર છે માટે પ્રીય બંધુઓ જેમ બને તેમ પાપમાંથી બચવાની કોશીશ કરી ધર્મ સમજો નહીં તો જેવી રીતે હું પાપના પંજામાં આવી જઈ રીંછના હાથ-માં ફસાયો છું તેવીજ રીતે તમો પણ પાપ કરવાથી તમો પણ ફસાશો માટે જરૂર જાણોકે કર્તા હર્તા જગતનીયંતા જ છે. આપણે તો માત્ર નામનાંજ મનુષ્યો છીયે માટે જેમ બને તેમ પાપનો નાશ કરવા ઉત્સાહી થવું અને ઇશ્વરપર શ્રદ્ધા રાખી જે કાર્ય કરવું તે કરવું જેથી આપ ણાપર ઇશ્વર પ્રસન થઈ અલભ્ય લાભ આપે હે પ્રભુ સર્વને સુબુદ્ધી આપો અને કુબુદ્ધી કાપી તમારા શરણે રાખો હરી હરી આ પ્રમાણે તે બ્રાહ્મણે પોતાનો દેહ રીં-છના હાથમાં સપડાઇ ત્યાગ કર્યો.

---

# પરીચ્છેદ. ૬ ઠો.



વે દુનીયામાં સર્વની જાણીતી જગ જાહેર ચાર હઠ છે તે રાજ હઠ બાળ હઠ જોગી હઠ અને સ્ત્રી હઠ પણ બે હઠો તેમાંની મુખ્ય છે જે કે બાળ હઠ અને સ્ત્રી હઠ કારણ કે બાલક અજ્ઞાન છે માટે અજ્ઞાનતાથી જે કરવા ધારી શકે તે કરી શકે અને સ્ત્રીઓ પણ મહા અજ્ઞાની હોય છે એટલે તે પણ પોતાની અજ્ઞાતાએ કરી હઠ લઈ જે કરવા ધારે છે તે કરી શકે છે માટેજ એ બે અજ્ઞાનતાથી મુખ્યમાં ગણાય છે. બાકી હઠતો સર્વ સરખીજ છે.

હવે જુવો પણ શંકર તો હઠને તાબે થયા પણ જ્યારે શ્રી વૈકુંઠાધીપતિ શ્રીકૃષ્ણ પરમાત્મા બહારથી ફરી વૈકુંઠમાં આવ્યા ત્યારે મંદીરમાં લક્ષ્મીજી જોવામાં આવ્યા નહી અને સર્વ સ્થળો સુન્ય ભાસવા લાગ્યા. ત્યારે શ્રી પ્રભુનુ ભાઇઓ શું અજાણ્યું છે કંઇજ નહીં તે તો સર્વાન્તર અંતરયામી છે પણ પોતે અજાણ્યા થઈ જ્યાં લક્ષ્મીજી બીરાજેલાં છે ત્યાં શોધતા શોધતા આવી પહોંચ્યા અને લક્ષ્મીજીને ઉદાશમાં જોઇને કાંઇ કહેવા લાગ્યા કે એટલામાં તો શ્રી લક્ષ્મીજીયે પ્રભુને પોતાની સન્મુખ ઉભેલા જોયા એટલે સ્ત્રીના નીયમ પ્રમાણે નમ્રતા પુર્વક આસનપરથી ઉઠી તેમને પાયે લાગી હાથ જોડી ઉભા.

વિ—હે પ્રીયા લક્ષ્મીજી આજ તમો આટલાં બધાં કેમ ઉદાશ છો.

લ—ના કંઇજ નહી પ્રાણનાથ

વિ—ના ના કહો :તો ખરાં કે શું આપની પાસે આટલાં આટલાં દાસી દાસીયો છતાં આમ ઉદાશ થઈ રહેવું પડે છે. ને ઉદાશ રહેવાનું કારણ શું છે.

લ—અહો વિશંભર વિશ્વ કર્તા પાલણ હાર એ તો અમથોજ આપને ભાસ થતો હશે

વિ—એમ તે ભાશ થતો હશે ખરો કે જુવો એવો ખોટો ભાશ ક્યારે થાય કે જ્યારે કોઇને ત્યાં જવામાં આવ્યું હોય અને તે ઉદાશીમાં હોય તો આપણને પણ તેને જોઇ ઉદાશી થાય પણ હું તો આજ જ્યાં જ્યાં ગયો હતો ત્યાં સર્વને અતિ હર્ષા તુર જોતો હતો અને અહીં આવ્યો ત્યારેજ તમને ઉદાસીમાં જોયા તેમજ વળી તમારી મુખા કૃતીજ કહી આપે છે કે તમો આજે માનો યા ન માનો કહો યા ન કહો પણ ભારી ઉદાસીમાં છો તથા પીહું તમોને કહું છું કે જ્યાં સુધી તમારે માથે પાલણ હાર છત્ર સ્વામી બીરાજે છે ત્યાં સુધી તમારે આમ ઉદાસ રહેવું વ્યાજબી નથી અરે તમોને તે એટલું બધું ભારે કષ્ટ શું આવ્યું છે કે જ્યારે તમો મને જોતાંજ જગાડા ઘેલા થતા અને આજ બેલાવ્યાં બોલ પણ નથી આપતાં શું તમને અહીં કોઈ મારી ગેર હાજરીમાં આવી કટાં વચન કહી સતાવી ગયું છે અગર તમને કંઇ દુઃખ પ્રાપ્ત થયું છે કે શું તમારે કંઇ જોઇયે છે જે હોય તે ઝટ કહો હું કોઇ પણ રીતે તમારી ઉદાસી દુર કરવા તૈયાર છું તેમજ કષ્ટ હશે તો હરણ પણ કરવા તૈયાર છું ને જે કંઈ આપને જોઈતું હશે તો તે પણ આપવા તૈયાર છું

જ્યાં લક્ષ્મીજીયે આવું સાંભળ્યું કે પોતે મન સાથે વિચાર કરવા લાગ્યાં કે આ આપો આપ પોતાને મ્હોડે કષ્ટ હરણ કરવા જોઇયે તે આપવા પણ તૈયાર થયા છે તો પછી મારે આવેલો દાવ શા માટે ચુકવો શ્રી પ્રભુએ આવી રીતે લક્ષ્મીજીને વિચાર સુન્ય થયેલાં જોયાં ત્યારે ફરી કહ્યું કેહે પ્રીયા જે હોય તે સત્વર કહો કારણ કે હવે વધારે મારેથી તમારી ઉદાશી જોઈ શકાતી નથી માટે કહો કહો તમોને મારા સોગંદ છે.

લ—પ્રાણનાથ નહીં નહીં આપ સોગંદ ન દેશો. પણ લાચાર કે માહરા કહેતાં પહેલાં જ તમો એ સોગંદ દીધા છે. તો હવે મારે કહેવું જ પડશે. તો વ્હાલા પતિ સાંભળો. હવે જ્યારે તમોએ સોગંદ દીધા તારે. હવે હું લાચાર છું. કે તમારા સીવાય મને અન્ય કોઇ પ્રીય નથી માટે વ્હાલા મારે તમારૂં માન્ય રાખવું જ જોઇયે કેમકે સ્ત્રીયોનો ધર્મજ છે, માટે સાંભળો. આજ સુધી આપે કોઈ પણ વખત જણાવ્યું નહોતું કે સૃષ્ટીમાં પણ શીયળ શાધ્વી છે તો નાથ. મારી આપના પ્રત્યે એટલીજ વિનંતી છે કે આપતો અંતરયામી છો. એટલે આપને સર્વની ખબર છે તો સૃષ્ટીમાં શીયળ શાધ્વી કોણ છે. ને તે ક્યાં રહે છે તે કૃપાનાથ કૃપા કરી જણાવો.

વિ—અહો દેવીએ તમારે જાણવાની શી જરૂર છે.

લ—સ્વામીનાથ જ્યારે જરૂર છે ત્યારેજ આપને પુછું છું. માટે આપ આપે મને આપેલા સોગંદ દીધાને જે બોલ્યા તે સ્મરણમાં લાવો.

વિ—અરે મારા ક્યાં ભોગ લાગ્યા કે સોગંદ દીધા અહો દેવી મેં સોગંદ દીધા એ શું મારી ગુનેગારી કે હુ

કયા એમ જાણુતો હતો કે તમો તેનું નામ જાણવા માટે જ ખાશ ઉદાશ: છો જો મને પહેલી જ ખબર હતે તો હું આપને પુછત પણ નહી અને સોગંદ આપત પણ નહી. પણ લાચાર.

લ—બસ હવે લાચાર ત્યારે તેનું નામ ઠામ બતાવો.

વિ—અરે વાહ આ તો ચોર કોટવાળને દંડે છે કે જ્યારે મેં તમારી ઉદાસી મટાડવા યુક્તી કરી ત્યારે આ તો લેવા ગઇ પુત્રને ઘેર પતી મરી ગયો. તેજ પ્રમાણે આવ પથરા પગ પર તેજ પ્રમાણે થયું. અરે દેવી એ નામ જાણવામા શારજ નથી માટે એ હઠ છોડી દો.

લ—પ્રાણનાથ આપ આપના મુખે બોલી ફરો છો તે આ તે સારૂં કહેવાય કે કંઇ મેં આપને કહ્યું નહોતું કે તમે સોગંદ દેજો. માટે કહો નહીં તો હું આપઘાત કરીશ ઝેર પીશ. ને મારો દેહત્યાગ કરીશ ચીતા ખડકી બળી મરીશ.

વિ—અરેરે આ તો બકરૂં કાઢતાં ઉંટ પેઠું અને આ તો બલા વળગી. માટે હવે નામ દીધા સીવાય છુટકો નથી નહી તો કંઇ નવા જુની થશે. અને નાહક મારા અને એમના જીવને કલેશ થશે.એમ ધારી પોતે શ્રી વિષ્ણુ અંતર યામીએ. સ્ત્રી હઠને તાબે થઇ કહેવા લાગ્યા હે દેવી માનો માનો અને લીધેલી હઠ છોડો

લ—અરે મારે સમજવું પણ નથી ને માનવું પણ નથી. પણ તમે હવે મને વધુ નસતાવતાં કહો નહીતો મરૂં છુ. એમ જ્યારે શ્રી પ્રભુએ એ પ્રમાણે ઘણીજ વાર સુધી દેવીને સમજાવ્યાં પણ

**વિ**—દેવી ન સમજ્યા ત્યારે કહ્યું કે જુવો આજ કાલ તો આ ત્રણે લોકમાં પરમ પવિત્ર અત્રિ પત્નિ શીયળ શાધ્વી સતીઅનસૂયા છે. અને તે સર્વમાં શ્રેષ્ટ છે અને તે નર્મદા ત્રઠ પર રહે છે.

**લ**—બસ બસ નાથ મારે એટલુંજ જાણવાની અપેક્ષા હતી.

**વિ**—કેમ સતી એમ બોલ્યાં

**લ**—એમતે એમ જતો જ્યારે આપે કહ્યું છે કે હું તમારૂં કષ્ટ હરણ કરવાવાળો પતી માથે છું છતા તમારે શી ઉદાશી. એતો આપને યાદ છે ને.

**વિ**—હા તે કંઇ હું ભુલી ગયો નથી પણ હવે તેમાં તમો શું કહેવા માગો છે.

**લ**—કહેવાનું છે તે કહી શું પણ બોલેલા બોલો યાદ રાખજો. કે આપે કહ્યું છે કે જે કંઇ આપને જોઇતું હશે તો.

**વિ**—અરે દેવી પણ છે શું તમારા આવા ગુહ્ય બોલવામાં મને સમજ પડતી નથી.

**લ**—નથી સમજ પડતી તો હમણાં પડશે, જુવો મારે એજ જોઇ છીયે કે એજ સીયળ શાધ્વી મને સંતાપ કરતાં અને ઉદાશી ઉત્પન કરતા છે; માટે આપ હવે બીજી ત્રીજી વાત છોડી પોતાની હલકાઈ બતાવનારીને એકદમ જઇ શ્રાપીત કરી શીયળનો ભંગ કરો. બસ એ જ જોઇયે

**વિ**—અરરર દેવી દેવી આપ એ શું વદયાં.શું એટલા જ માટે મને આગળ આગળથી બોલે બોલે બાંધ્યો.

**લ**—હા.

વિ—પણ સતી મ્હારાથી એવું અઘટીત કામ થશે નહીં. પણ તમારે ને એમને એટલું બધુ શું વૈર છે ને વળી એવીતે તેને શું પોતાની હલકાઈ બતાવી છે જેથી તમો આવાં અઘટીત પગલાં ભરવા તૈયાર થયાં છો.

લ—અરે અમારેને તેને વૈર છે તો ઘણું એ છે તે નથી તો કાંઈજ નથી. હલકાઈ બતાવી છે તો ઘણીએ બતાવી છે શું એને અમારી જરી પણ શરમ નહી;જ્યારે એને સરમ ન નડીતો હમારે શું કરવા એની શરમ રાખવી પડે માટે તમો જવા કબુલ કરો છો કે નહીં.

વિ—અરે પણ મને જણાવો તો ખરા કે કેવી હ-લકાઇ બતાવી છે.

લ-હા જુવો. જ્યારે અમોએ સતીમંડળ ભેગું કર્યું ત્યારે ત્યાં અમો ત્રણ સતીયો વચ્ચે વાદ પડયો કે હું શીયળ સાધ્વી સુખી ને એક કહે હું સુખી એમ વાદ ચાલતો હતો તેવામાં નારદ આવ્યા ત્યારે અમારો ખુલાશો તે કરશે એમ જાણી હમોએ સર્વે હકીકતથી નારદને વાકેફ કરી કરેલા પ્રશ્નનો ખુલાશો માગ્યો ત્યારે. તેમને લોહ ચણા અમને શેકવા આપ્યા જ્યારે તે હમારાથી ન શેકાયાત્યારે હમારા ત્રણે સતીયોના માનનો ભંગ કરી; તમે જે સતી-નું નામ દીધુ અને તેની ઉપમા વધારી ચણા સેકાવા તેની પાસે ગયા. ત્યારેતે સતીએ સેકી આપ્યા તે વળી તમો એ પણ કહું કે એ સૌથી શ્રેષ્ટ છે માટે જ તમો જઈ તેનો શ્રાપીત કરી શીયળ ભંગ કરો શું અમારાથી એ એટલો બધો એના શીયળનો પ્રતાપ વધારે કે જે કાર્ય હમારેથી ન થયું તે એણે કર્યું. એ જ અમારે જ્યાં સુધી હયાત છીયે ત્યાં સુધી નીચું જોવાનું કર્યું છે માટે આ-

પજો મારા પ્રત્યે ખરો પત્નિ પ્રેમ રાખતા હોય તો જાવ.

વિ—અરરર સતી શતી શાંન્ત થાવ. અને તમારો એવો અઘટીત વિચાર માંડી વાળો જુવો એના શીયળના તેજનો પ્રભાવ એવો છે કે જેના આગળ સુર્ય ચંદ્રથી ઈન્દ્ર આદીકથી એ શીયળવંતીના પ્રકાશ સામુ જોવાતું નથી અને ભલા ભલા તેમના તેજ આગળ તરફડે છે તો મારૂં શું ગજું માટે શાંન્ત થઈ લીધેલી હઠ છોડો.

લ—અહા કેટલો બધો એનો પ્રકાશ કે જેની ઉપમા આપ પણ વધારો છો જ્યારે એ જ પ્રમાણે હોય ત્યારે તો મારે જરૂર જ તેના શીયળનો ભંગ કરાવો. તેના પ્રકાશીત નામને ઝાંખ લગાડવી જ જોઇ કે જેથી મારૂં મન શાંન્ત થાય માટે શ્રીપશુ જાવ.

વિ—અરે દેવી માનો અને કંઈક સમજો તો સારૂં ત્યાં જવામાં લ્હાંણુ તમે અને અમે નહી કાડીએ કારણુ કે ત્યાં જઇયે તો સુખે કરીને તમે અમે ન રહીયે માટે શાંન્ત થઈ લીધેલી હઠ છોડી દો.

લ—ભલે લ્હાણ ન નીકળવાની હોય તો નીકળે અને નીકળે તો એમારે કંઈ તેની અપેક્ષા નથી. અને ઠરીને મારે બેસવું પણ નથી. મારે તો બસ એના શીયળનો ભંગજ કરાવવો છે. અને એને કલંકીત કરવી છે બસ ગમે તેમ થાય. માટે પધારો. જુવો આપજ મુખે બોલેલા તે બોલો પાછા યાદ કરો એમ બોલી તમો જ્યારે ફરશો તો પછી દુનીયાના લોકો કેમ નહી કરે.

વિ—અરરર દેવી સમજો સમજો જુવો એના કરતાં કોઈ બીજી બતાવો પણ એ શીયળવતી પાસે મારાથી તો નહિ જઇ શકાય કારણુ કે એની સીયળરૂપી શમશેર એવી

એવી પ્રકાશે છે કે જેના તેજ આગળ અંજાઈ દેવો પણ આથડી પડે છે તો હું કોણ માત્ર ને વળી હું જ એમના પર એવા પગલાં ભરીશ તો પછી પૃથ્વીના મનુષ્યો કેમ એવાં અઘટીત પગલાં નહીં ભરે અને જો હું જઉં ને તેમ ને તેમના શીયળના પ્રતાપે ખબર પડે તો જોઈ લ્યે પછી શું નીપજે છે.

લ—અરે જે નીપજવાનું હશે તે નીપજશે મારે હવે વધારે તેવી બાબતો જાણવી પણ નથી અને તેની ઉપમા પણ તમારા મુખથી સાંભળવી નથી.

વિ—હઠીલી છેવટ કહું છું કે માનો સાર નહી નીકળે

ગાયન.

દેવી લક્ષ્મી સ્યાણી સદ્‌ગુણી માન મારૂં તું આજે
શાણી રસીલી સમજી તું ભરે શીયળ ભંગે કાષ્ટ પડે ભારે
માટે સમજ ઉરધાર—
જાવ જાવ જાવ મને શું સમજાવો, છેટા થાવો
ખોટા લાડ પાડે નહીં રીઝાવો
વાહ એ શું, વદો છો સ્યાણી રસીલી કેમ બનોછો ઘેલી
અલબેલી
હા હા નાથ બની હું ઘેલી, હવે મુકો પ્રાણ, ભુવનથી ઠેલી.
એમ છે તો રૂપાળા સ્વામી, સ્વામી વદેલું પાળો ગરૂડાગામી
હદ થઇ હવે થોડામાં સમજો,
નહી, તો, વિષ ઘોળી પ્રાણ કાઢું મારો હું આજે, દે.

લ—લ્યો જ્યારે આપે ન જવું હોય તો હું મારો પ્રાણઘાત કરી સ્ત્રી હત્યા આપને આપી પ્રાણ ત્યાગ કરૂં છું.

વિ—મનમાં કહેવા લાગ્યા કે હવે બરોબર જેવો જોઇયે તેવો દેવીને ગર્વ થયો છે ને હવે છેવટ આવી રહ્યાં છે માટે હવે હું મારો ચમત્કાર બતાવવામાં ફાવીશ અને ભક્તના મહીમાને વધારીશ બોલ્યા કે દેવી પ્રાણ કાઢવાની કંઇ જરૂર નથી જાવ હું જાઉ છું.

### ગાયન.

આવો આવો વ્હાલી વેલડી

જાઉં જાઉં પ્યારી પ્રેમદા ત્હું જાઉં આઘડી
શીયળ ભંગ કરવા અને સોયા સતી ચીત ચાહું હું વળી
વદું સત્ય વચન હું આજ શા માટે કરો પ્રાણ તમે તાજ
જો કરો એટલું કાજ તો ખુશી થઈ
ત નમન અર્પણ કરૂં તમને
મીન જેમ ચાહે છે જળને ચાહું હું તમને તેમ
હાં રંગે રમો મન ગમતી પ્યારી પ્રેમદા

વિ—કેમ થયું દેવી હવે કંઇ છે પણ.

લ—કેમ પણ કહી રહી ગયા. શું છે કહો.

વિ—કહેવામાં એટલુંજકે આજ મારે રાસ રમવાનો વિચાર છે અને રાસ રમ્યા પછી જવું.

લ—વાહ પ્રભુ એશું બોલ્યા ભલે આપની ઇચ્છા એમ છે તો એમ રાસ રમી જજો પણ આપ પાછા કયારે પધારશો

વિ—તેતો કાર્ય પુરૂં થવાના હાથમાં છે.

લ—આપ તો સર્વેના અંતરયામી છો. આપને વળી એવું બોલવું એ કેવી રીત માટે કહો.

વિ—દેવી જુઓ એ કાર્ય ઝટ પુરૂ થાય તેમ નથી

રહેજો ૭ માસ જોઈયે, માટે ૭ માસ વિતે અમો આવીશું ચાલો હવે આપણે રાસની રમ્મત ગમ્મત ચાલુ કરો એમ કરી શ્રી પ્રભુએ મોરલી વગાડી કે તું તમામલક્ષ્મી સહ સખીયો સજ્જ થઈ આવ્યાં અને રાસ રમત સરૂ કરી

## રાશ.

એ વીણા મન હારી.

આવો આવો નંદલાલા,
રાસે રમો સીન્ધુ બાલા,
જોઈ ઉપજે આનંદવાલા,
ગુણરૂપે ગુલ લાલા,
જોઈ રહુ, ધારી ધારી,
તમપર વારી વારી રાસે રમો ગીરધારી;
ડાંડી લીયો કર નારી રમીયે, રમત, આનંદકારી
મને લાગ્યો તમ રંગ, છોડું ન તમારો સંગ,
આનંદ થાશે આ પ્રસંગ, જાણે જીત્યાંજ ગજંગ,
પડી પ્રીતમ ફંદે, નાંખ્યાં છે રસ છંદે,
દીન થઇ આ દારા વંદે,

સા સા સા સાનીધધ સારેગસા એવા મોરલીના સાદ સુણ્યા
સાગગગગગ, સામમમમમ, પનીનીનીનીની, પસાસાસાસા,
ગપપપપપ, ગનીનીનીનીની, ગસાસાસાસા,
ગીડી, તકત, કથૈ, છુમ. છુમ. (૨) આ

સુન્દર બન સોહામણો, રાસ રચ્યો નંદલાલ,
ખેલે લાડીલા લક્ષ્મીજી, બીજ, મંડળ સબગ્વાલ:

સા સા-સા-રે-રે-રે-ગગગ મમમ પપપ પદમનીસા
રીગમ, પધનીશા, છનનન, છોમ, છનનન, છોમ, છોમ, (૨)

ઝુંમ ઝુંમ આવો, છુંમ છુમ જાવો રંગ ઉડાવો
તાતૈ ત્રી કથૈતા, તાતૈ ત્રી કથૈતા તાતૈ ત્રી કથૈતા આ;
બીજ મંડળ સબ આ મીલ્યો, આનંદ ભરભર પુર
બીચમે બેણુા બાજ રહી, મોહંનપુરત સુર
ધધધધધધ, ધનીનીની, નીનીની, સાસા, સાગપ, મગમરેશા,
ધાધા, ધા, ધીડી, કીટી, નક, તૈથાતનોમતનોમ, તદીયરેની
ગાજતી, બાજતી, છનનનનન, છાજતી,
શુર, ભર, ગાવો, તાલ મીલાવો, જંગ જમાવો,
મોજ ઉડાવો, છનનનનન છુંમ, (૩) આવો,

વિ—લો પ્રીયા હવે રમત પુરી થઈ હવે મને રજા આપો જે મારા મનની ઉમેદ હતી, તે મેં પુરી કરી છે કારણુ સતી છળતાં વખતે તમોને મળાયું ન મળાયું તો વળી મને પણુ એટલો હર્ષ રહી જાત તે હવે તો પુરે-પુરી તમને મારી યાદગીરી કરી આપી.

લ—કેમ સ્વામીનાથ આપ એમ બોલ્યા.

વિ—ના પ્રીયા કંઇજ નહીં એતો અમસ્તો મારો બોલવાનો સ્વભાવ છે તે તમારો ક્યાં અજાણ્યો છે; માટે હવે મને રજા આપો.

લ—ભલે પધારો અને આનંદભેર વહેલા પધારજો.

### ગાયન. મારા બંન્ધુ તું કીર્તી.

વ્હાલા કૃષ્ણુ કમળાપતિ કાર્ય કરી વ્હેલા આવજો. (૨)
શુભ સંદેશા કહાવજો
ત્યાં કરી સત્યનું કાંમ છળવા ધાલી હાંમ
રાખી શુભ નામ અમ સત્યને દીપાવજો. વ્હાલા.

હવે જેવી રીતે લક્ષ્મીજીયે હઠ કરી હતી તેવીજ સાવીત્રીએ પણુ કરી એટલે આ ત્રણે દેવો સ્ત્રીહઠને તા-

બે થતા સતીના શીયળને ભંગ કરવા ચાલ્યા ૬૮ એવીજ છે આગળના વખતમાં એક શહેર હતું. ત્યાં એક બીચારો બ્રાહ્મણ રહેતો હવે તે બ્રાહ્મણ ઘરનો ઘણોજ સુખી અને વિધાકળામાં ઘણો હોંશીયાર પંકાતો હતો તેવીજ પોતાની સ્ત્રી હતી તે પણ સર્વ કળામાં કુશળ અને ચતુર સુલક્ષણી હતી. જ્યારથી તે પોતાના પતીને ઘેર આવી હતી ત્યારથીજ મહારાજ તેના આચરણ જોઈ ઘણું ખુશ થતા અને ખરેખર તે પતિવ્રત પત્નિ છે એમ પોતે સમજતા હતા અને તેનાં લક્ષણો પણ ત્યારે તેવાંજ હતાં જેથી પોતે તે સ્ત્રીને જોઈ ઘણોજ આનંદ પામતાં પણ તે બીચારીના કમનસીબે મોટી ઉમરની થઇ છતાં પણ પોતાને પેટે પુત્ર યા પુત્રી કંઇ નહોતું તેથી તેનો જીવ ઘણો ઉદાશ હતો એક વખત તે બ્રાહ્મણીયે પોતાના પતીની સલાહથી તેણે બાધા રાખવાનો નીશ્ચય કર્યો અને કાકા બલીયાંની બાધા રાખી કે હે દેવ જો મને પુત્ર યા પુત્રી થશે તો હું તે પુત્રને આપને ત્યાં આવી વેચાતાં લઇ જઇશ એવો ટેક લીધા પછી થોડેક દીવસે દેવના પ્રતાપે તે સ્ત્રીનો સારો દીવસ દેખાયો અને પુત્રનો જન્મ આપ્યો જેથી તે બ્રાહ્મણ ઘણા હર્ષમાં આવી ગયો અને પેલા ત્રણે દેવો શીયળ ભંગ કરવા પોતાની પત્નિયોને તાબે થઇ નીકળ્યા.

ડેરામાંથી જ્યારે નીકળ્યા નંદી ઉપર સ્વાર થયા.
કીધી મુસાફરી સ્વયંભુએ અનસૂયાને ઘેર ગયા.
નહી ગયા છેટે એટલામાં વિષ્ણુ બ્રહ્મા સામા મળીયા.
કુદકો મારી હેઠે ઉતરી અરસપરસમાં પોતે મળ્યા.
લાગ્યા પુછવા સ્વયંભુને શીવ કયાં તમે શીધારો,
ગુહ્ય કારણ જો હોય આપનું પુછવા નહીં આગ્રહ મારે

પાર્વતી પતિ ત્યાં બોલ્યા નથી આપનું અજાણ્યું.
ચતર્કી-ચીત મીથ્યા નવ થાએ ત્રિથીએ જે પરમાણું.
બધી વાત શંભુએ કીધી છે જ્યારે.
લીધી વાત ત્યાં જાણી શ્રી મોરારે;
હાસ્ય કરીને કૃષ્ણ બ્રહ્મા બેઉ બોલ્યા.
રીસાવછો શા માટે અમો પણ તમ સંગે ભલીયા;
ગુહ્ય સ્થળમાં નારદ નીત્ય ફરે છે.
રૂક્ષ્મણીની વાતો પ્રેમે કરે છે.
દેખે ટંટો ત્યારે એમને હસવું આવે,
વઢવાડ દેખી કાખલી કુટી બોલે બોલ જેમ ફાવે
કીધી છે બધી આ જુગતી નારદે તો આજે
જીવ જતાં સુધી ત્રણે જણીયો જગમાં લાજે
ને જેએ કરે છેતે સૌમારી ખુશી એમ બોલ્યાં અંતરયામી
શું કરવા એને દોષને દેવો વદે એમ ગરૂડ ગામી
જરૂર ભાવી હશે તે બનવાનું
બનો હવેતો તૈયાર કામ છે ત્યાં જવાનું.
તારે શીવ બ્રહ્મમાં બંને તૈયાર થયા.
યદુ કુળ ભુષણ શંગે પોતે રહ્યા.

એ પ્રમાણે શંકરે પોતાની તમામ હકીકતથી શ્રીપ્રભુને વાકેફ કર્યાં. અને આ બધું તોફાન પેલા નારદજીયે કર્યું છે.

વિ—અરેરે શંકર તમે કેમ ભુલો છો એતો સર્વ મારી ઇચ્છાથીજ થાય છે તેમાં તે બીચારા નારદની શું કસુર અને એમનેતો જ્યાં લડાઇ થતી હોય ત્યાં જોવાની ગમ્મત પડે છે એ એમનો સ્વભાવ છે એમ કહી શ્રી

પ્રભુએ શંકરને શાન્ત કર્યાં અને ત્યાંથી આગળ ચાલવા લાગ્યા.

૮ **શ્રી** વિષ્ણુ બ્રહ્મા શંકર સાથે ત્યાં થકી પરવરીયાજી
રાત્ર દીવસ મુસાફરી કરતાં અત્રી દુવારે આવ્યાજી
ધારીને જોયું ત્રણે જણાયે દુવાર મુનીનાં બંધ દીઠાં
કૃષ્ણ કહે શી રીતે કરશું બેશો હવે તમે હેઠા.



# પરીચ્છેદ સાત.



વે જ્યારે દેવો અનસુયાને ઘેર ગયા ત્યારે ત્રણે દેવીયો ભેગાં થયા;

પા—કેમ બેન લક્ષમીજી તમે કેમ કહ્યું

લ—કેમ શું કરવાનું હતું તમે ક્યાં જાણતાં નથી અહી તો ધારૂ તેજ કરૂં પણ તમે કેમનું કર્યું.

પા—વળી હમારામાં તે શું બાકી હોય અમે પણ કર્યું ધારેલું કર્યું જુવોને એમને સમજાવવામાં તો બાકી રાખી નથી પણ મેં તો માન્યુજ નહી છેવટ મારે અલોપ થવું પડયું એટલે એમની મેળે આપો આપ જવા તૈયાર થઈ ગયા ને તરતજ ત્યાંથી નીકળી ગયા

લ—હા બેન હા મને પણ તમારા બનેવીએ વીતાડવામાં બાકી રાખી નથી પણ મેં તો કહ્યું લો જ્યારે તમો નથી માનતા ત્યારે આ ઝહેર પી મરૂં છું અરે પણ પેલા સાવીત્રી હજુ કેમ કંઇ દખાતાં નથી એ પેલાં આવ્યા.

સ—કેમ બેનો શા વિચાર ચાલે છે.

લ—વીચાર તો એજ કે પ્રાણ પતિયો અમારા તો ગયા પણ તમારા પ્રીય પતિ ગયા કે નહી;

શા—અરે શું તમો જાણુતાં નથી મીયા છોડે પણ બી બી ક્યાં છોડે તેમ છે મને તેમને ઘણી ઘણી રીતે સમ

જાવી પણ છેવટ મે ના માન્યુંજ અને તેમને મોકલ્યા.

**લ**—હા હા કેવી આનંદની વાત છે એનો હવે આ પણ ધારેલું કાર્ય ફતેહ થયું

**પા**—બેનો અત્યારથી શું ફતેહ થયું હજુ તો તે-ઓ ત્યા પોચ્યા પણ નહી હશે હજુ તો જ્યારે ત્યાં જાય અને તેના શીયળનો ભંગ કરે અને તેની શુંભખ બર આવે ત્યારે આપણું કામ ફતેહ થયું કહેવાય માટે જુવો ની એતો વધારે જોઈ મલકાવું નહી ને થોડું જોઇ રી-સાવું નહી તેમજ હજી તો પતિયો આપણી હઠને તાબે થઇ ગયા છે ને હવે જુવો ત્યાં ગયા પછી શું પરીણામ આવશે તે કોને ખબર

**લ**—હા હા બેન તમારૂં કહેવું ખરૂં છે પરંતુ પોતે ગયા એટલે આપણું કાર્ય ફતેહ થશેજ હાવે આપણે બી લકુલ ફીકર જેવું નથી સમજ્યાને જો ફતેહ ન થવાનું હોત તો વળી પુરૂષો કંઇ સ્રીયોને સ્વાધીન થાય ન થા ય પણ એતો જ્યારથી તાબે થઇ ગયા ત્યારથી ફતેહના સુભ ચીન્હો જણાવા લાગ્યા છે માટે એક ફતેહ થયું તો બીજું પણ ફતેહ ફતેહ

## ગાયન કામ છે દુષ્ટ વિકારી

થયુ કાર્ય બેનો ફતેહકારી હા હા બેનો કાર્ય થયું ફતેહકરી

ચાલાકી મેં પુરી ચલાવી ન રાખી કાંઇ ખામી

હદ લીધી ભારી થયું

જેવી ચાલાકી તમોએ ચલાવી તેવા સીવને પણ દીધા

ચળાવી સમજાવા નહી હામ હારી થયું

મે પણ કાર્ય એવુંજ કીધું તરત બ્રમાથી વચનજ લીધું
ઘણુ સમજાવા મને ધારી વદી વદયું વચન જાવહારી

જ્યારે આવા રીતે શકતીયો અહીં આનંદ કરે છે ત્યારે પણે નીકલેલા દેવો બ્રહ્માં વિષ્ણુ અને શંકર રાત્ર દીવસ મુસાફરી કરતા કરતા અત્રી મુનીના આશ્રમે આવ્યા અને જોયું તો મુનીના દુવાર બંધ દીઠા ત્યાં શ્રી પ્રભુ કહેવા લાગ્યા કે આપણે ખોટું કર્યુ જે.

સ્નાન પ્રાત સમય વખતે જે આવ્યા હોય અત્રેજી
જરૂર અનસૂયાને હરેક રીતે છળતેજી
યમ કદાપી આવે છળવા અત્રી હોય જે ઘરમેજી
કુંજ વિહારી કહે તે વખતે તેને પણ બાળી ભસ્મ કરશેજી
જવું અત્રી દુવારે નીશ્ચે લઇ શન્યાશી રૂપજી
બીલકુલ આપ દખ શકે નહીં તેવું લેવું રૂપજી
હા હા કરતા કહેવા લાગ્યા વિચારમાં તેતો રહ્યા.
રીસાવો સાને બ્રહ્માગીરી એવાં વચન પ્રભુએ કહ્યાં.

શં.–કેમ શ્રી વૈકુંઠાધીપતિ રાજાધીરાજ શા વિચાર કરો છો.

વિ.—માહા રૂદ્ર મને હવે વિચાર થાય છે કે દુવાર બંધ છે માટે કેમ કરવું અને મધ્યાન થયા છે. એટલે મુની પણ ઘરમાંજ હશે.

બ્ર.—વૈકુંઠાધીપતી આપજ આમ વિચારમાં પડયા છો તો પછી હમારૂં શું ગજું કહો હવે શું કરવું છે.

વિ.—હે બ્રહ્મા તમારૂં કહેવું ખરૂં છે. પણ જુવો જ્યાં સુધી અત્રી ઘરમાં છે ત્યાં સુધીમાં કદાપી યમ પણ આવે અગર કોઇ ગમે તે પ્રકારનો પ્રપંચી આવે તો તેની મનોભાવના જાણી બાળી ભસ્મ કરે માટે હવે મને એ

લાગે છે કે તે લોકો સન્યાસ સાધુઓને ઘણાં માને છે તો આપણે પણ હવે આવતી કાલે પ્રભાતમાં સન્યાસીનું રૂપ ધરી અત્રી ઘરમાં ન હોય તે વખતે આવવું જોઇયે જો એ પ્રમાણે કરીશું તો આપણા કાર્યમાં ફાવીશું.

શાં—તે તો ખરૂં પણ અત્રી ઘરમાં નથી એમ આપણને શી રીતે ખબર પડે.

વિ—એમાં ખબરની કંઇ જરૂર નથી એતો પ્રાત:કાળમાં અત્રી નર્મદા સ્નાન કરવા જાય છે એટણે આપણે પણ પ્રાત:કાળમાં ત્યાં હાજર થઈ જવું ને આજની રાત આપણે આ પાસેના સીવાલયમાં ગાળવી એમ દેવો એ નીર્ણય કર્યો અને શીવાલયમાં ગયા.



# પરીચ્છેદ આઠ.



વે જ્યારે એ પ્રમાણે ત્રણે દેવો નીશ્ચય કરી શી-વાલયમાં ગયા. ત્યારે હવે જે પેલી બ્રાહ્મણીને પુત્ર થયો છે તે પુત્ર બલીયા દેવની કૃપાવડે ૭ માસનો થયો, એટલે પોતે પોતાના પતિને કહેવા લાગી કે હે સ્વામીનાથ જુવો હવે આ પુત્ર જે પ્રમાણે મેં બલીયા દેવનો ટેક રાખ્યો હતો તેટલા માસ-નો તો થયો માટે હવે આપણે દેવની બાધા કરી દેવ બંધનથી મુક્ત થવું.

**બ્રહ્મા**—હા પ્રીયે તમારૂં કહેવું સત્ય છે કેમકે દેવના બંધનમાં રહેવું એ મુર્ખ માણસનું કામછે પણ પ્રીયા જો હાલ ન જવાય અને કદાચ બે માસ પછી જવાય તો કેમ કારણ હાલ જરા પૈસાની તંગાસ છે,

**સ્ત્રી**—સ્વામીનાથ ભલે તમારી તેમ ઇચ્છા છે તો તેમ પણ હવે આપણે જરૂર દેવ બંધનમાંથી મુક્ત થવું જોઇયે.

હવે આ પ્રમાણે પોતાના પતિને કહ્યું ને સારી રીતે સ-દાચારથી વર્તી સુખ ચેનમાં દીવસ ગાળવા લાગ્યાં હવે બ-ધી બાધાની વાત તો ભુલીજ ગયાં; ત્યારે એક વખત પે-લી બ્રાહ્મણી પોતાનાં કાંઈ કારણસર પડોશના ઘરમાં ગઇ હશે. જ્યાં પેલા પડોશીયોયે પોતાના પુત્રની બાધા લીધેલી તે મુકવા જવા તૈયાર થયાં હશે તે જોઈ પેલી ભલી બ્રાહ્મણીએ પુછ્યું કે આજ તૈયાર થઇ ક્યાં જાવછો ત્યારે પડોશીયોયે બ્રાહ્મણીને પોતાની હકીકતથી વાકેફ કરી કે

તરત ત્યાંથી પોતે ઘેર આવી. પોતાના પતિને કહેવા લાગી કે હે સ્વામીનાથ જુવો આપણે હજી સુધી આ પુત્રની બાધા મુકી નથી ને પુત્ર તો સવા વરશનો થયો. ને મારો ટેક તો છ માસનો હતો માટે હાલને હાલ ચાલો નહીં તો બલીયાદેવ ઘણા ક્રોધી છે તો તે ક્રોધે ભરાશે અને આપણને શ્રાપ દેશે તો દુખી થઇશું.

**બ્રા.**—અરે હા હા હવે મને યાદ આવ્યું ચાલો હું પણ તૈયાર છું.

**સ્રી.**—ભલે કહો ત્યારે કયારે ચાલીશું.

**બ્રા.**—કાલે પ્રભાતમાં કારણ કે ઠંડે પોરે તારાથી ચાલી શકાય. પણ જો ત્યાં જઇશું એટલે ત્યાં કંઈ આપણું ઘર નથી વખતે કાંઈ વાસણ કુસણ મલ્યાં અગર ન મળ્યાં તો આપણે ભુખ્યાં રહેવું પડે માટે આપણે અહીંથીજ ખાવાનું કરી લેવું અને તેની સાથે, પેલી બનારસી ઝારીમાં પાણી પણ લઈ લેવું કેમકે આ ગ્રીષ્મ રૂતુ છે એટલે ટાઢો પ્હોર હોય કે મધ્યાન કાળ હોય તો પણ તૃષા લાગે માંટે એ સાધન ખાવા કરતાં પહેલું રાખવું જોઇયે માટે હે સ્રી જે જે પ્રમાણે મેં કહ્યું તે પ્રમાણે તૈયાર અત્યારથીજ કરવું કે પ્રભાતમાંજ અહીંથી નીકળી જવાય ઇશ્વરી ઇચ્છા બળવાન છે. જેજે ભાવી પ્રબળ થવાનું છે તે કોઈ મીથ્યા કરતું નથી. તેજ પ્રમાણે જ્યારે પેલી સ્રીયે પોતાના પતિનું કેહેવું સાંભળ્યું એટલે તરત અતિ ક્રોધાવેશમાં આવી જઇ કહેવા લાગી કે હું શું કંઇ તારી ગુલામડું કે તમો કહીને આઘા ખસો અને વેઠવું પડે મારે.

**બ્રહ્મા**—હરી હરી આ શું આ સ્રી સદાચારીણી શું બોલે છે અરે વ્હાલી શું કેમ કંઇ આજ તારી મતી

ફરી છે, કે આજે તારા સુલક્ષણો તજી દઇ આમ બોલેછે.

સ્ત્રી—ર્યો જોયું ? ખરૂં કહેતાં કેવું લાગ્યું. હાહા, મારી તો મતી ફરી ગઇ છે. ત્યારે શું તમારૂં હૈયું ફરી ગયું છે ખબર નથી કે આજે કેટલા દીવસથી મેં તમોને મારા માટે તેમ પુત્રને માટે મોહનમાળા અને સાંકળીનું કહ્યું હતુ તે તો હવે કાલે જઇશું ત્યારે હું શું પ્હેરૂં અને આ તમારા લલુભાઇને શું ઘાલું તમારૂં કરમ કે મારૂં કરમ. તે કંઇ ભાન છે. લો બાધા મૂકવા જવાનું કહ્યું તો કે ખાવાનું કરી લેજે ને સાથે પાણી પણ લેજે પણ કંઇ મારી વાત યાદ આવી શાની આવે તેમાં તો પૈસા બેસે છે. અને આમાં કંઈ પૈસા બેસવાના નથી કેમકે મારા બાપે તમને સોંપી એટલે તમારા મનથી તો હું ગુલામડી જતો પણ કંઇ હું તમારી ગુલાંમડી નથી કે કરી લઉં અહીંતો બાધા મુકવા જવું હોય તો પુત્રને ને ખાવાના પોટકાને તેમજ મારાં કપડાની ગાંસડી વીગેરે તમારે ઉચકવું પડશે બંદા તો છડે છોટ અને પુંછડે ગાંઠ ઉચકવાની વાત તો રામનું નામ બાધા બાધા મુકવા જો જવું હોય તો ચાલો નહીં તો ઘેર રહી મોજ માલો. પેલો કયારનો મૌન્ય થઇ રહે લો બ્રાહ્મણ. જ્યારે પોતાની સ્ત્રીનું બોલવું પુરૂં થયું એટલે બોલ્યો કે હે સ્ત્રી તારો સ્વભાવ આજ લગી આવો ન હતો. તે આજ કેમ બદલાઇ ગયો ને જેમ આવે તેમ બોલવા માંડ્યું છે.

સ્ત્રી—એ તો તમો જાણતા કાં નથી બોલે તેનાંજ બોર વેચાય છે માગ્યા વિના તો મા પણ ન પીરશે તો વળી બીજા તે કોણ આપે હેવાં ટાયલાં તમારે ન કરવાં

**બ્રા**—અરે ગાંડી હું બોલું તે તો તારા **હીસાબમાં** નહી અમારાતા ટાયલાંજ કેમ.

**સ્ત્રી**—ટાયલાં નહી તો વળી બીજું શું, ખાવા પીવા નથી મળતું કે કરાવતા નથી.

**બ્રા**—ખાવા પીવા તો બહુ એ મળે છે. પણ બધો ખેલ પૈશાનો છે વસુ વીના નર પસુ એતો હોય જ્યારે હાથ ભીડમાં હોય ત્યારે એમ પણ થાય બાધા કરી આવ્યા પછી તારા કેવા પ્રમાણે સર્વે કરાવી આપીશ જો સાંભળ

**ગાયન**

દુનીયા મા, મેં, નજર ભાળી, ખુબી સારી પૈસાની
દુનીયા દારી, નજરે ધારી ખુબો
પાસમાં હશે વસુ તો સલામ ભરે પસુ
પણ હાથમાં નહી વસુ તો જાતે છે તે પસુ
એવો પૈસાનો પ્યાર પૈસા વિણનરલા ચાર
પૈસેથી ઘર બાર પૈસાના છોરૂ નાર
હશે નહી પૈસો પામ સૌ કહે

હ—માટે શાણી તું સમજું છે તો કહું છું કે સૌ રહે તે રહે તે થશે

સ્ત્રી—નાના રહે તે, રેહે તે નહી સારે તો હા લજ જોઇયે

**બ્રા**—ભલે જ્યારે તું નથીજ માનતી ત્યારે હાલજ કરાવી આપીશ પછી કંઇ છે

**સ્ત્રી**—કેમ હવે કેવા ઠેકાણે આવ્યા.

**બ્રહ્મા**—કેમ કરૂં જ્યારે તું તારી લીધેલી હઠ ન છોડે ત્યારે હું **શું** કરૂં ચાલ હવે તું અંદર જઇ ઝટ ખા·

વાતુ કરી નાંખ કે ખાઈ લઇને ને પછી સાથે લેવાનું ભાથું કરીયે.

**સ્ત્રી**—હા તે વાત તો ખરી પણ જુવો તમારા કહેવા પ્રમાણે બધું થશે. પણ પાણી સાથે નહીં રખાય કારણ કે તે શુંકન માનથી ને આપણે શુભ કાંમ કરવા જઇયે છીયે એટલે કે પુત્રને વેચાતો લેવો છે માટે પાણી નહીં રાખવું.

**ભ્રા**—અરે ગાંડીરે ગાંડી એ તો અમથા વ્હેંમ છે વળી પાણી તે શુકમાં ન હોય અને વળી પાણીના શુકન શું અને અપશુકન શું માટેજ સાથે રાખવુંજ જોઇયે કે વખતે તને અગર પુત્રને તૃષા લાગે તો તે વખતે ખપ લાગે.

**સ્ત્રી**—એ બધું ખરૂં ભલે તમારે લેવું હોય તો લેજો પણ આપણે તો તમોને આગળથીજ કહ્યું છે કે આપણે તો કસુ ઉંચકવાની વેઠ હાથમાં લેવાના નથી એ પુત્ર ખાવાની પોટલી અને પહેરવાના લુગડાની ગાંસડી ને પાણીની શીરોઈ એ સર્વ તમારે ઉચકવું પડશે સમજ્યા.

**ભ્રા**—હે સ્ત્રી તું એવી બાબતમાં જે જીત કરે છે તે તદન ખોટી છે અને પાણી સાથે રાખવાથી ઘણો ફાયદો છે માટે સમજી મારૂં માની પાણી સાથે રાખવાનું કબુલ કરી પાણી લઇ લે.

**સ્ત્રી**—ભલે ગમે તેમ થાવ પણ પાણી તો હું નહીં રાખું અને હવે તમે પણ પાણી સાથે રાખો તો મારે બાધા મુકવા જવુંજ નથી શું તમે તમારો કકકો ખરો કરવા માંગો છો તો મારે કંઈ આવવાની જરૂર નથી તમે જાણો અને તમારો છોકરો જાણે આવું બોલવાથી પેલો

બ્રાહ્મણની રાશ થયો અને કહેવા લાગ્યો કે હે સ્ત્રી હજી સમજી પાણી સાથે લેવાનું કબુલ કર નહીં તો એમાંથી કાંક નવું જુનું થશે અને મને પણ ભાસે છે કે હવે તારૂં સુલક્ષણીનું જ્યારથી અઘટીત બોલવું થયું ત્યારથીજ કાંઇ પણ અમંગળ થશે કારણ કે તારા બોલવા પરથી અમંગલ નાચી ન્હો માલમ પડે છે માટે તારી લીધેલી હઠ છોડ અને હજી સમજ ને કબુલ કર હજી ઘરને બારણે છીએ.

સ્ત્રી—અરે હવે તમે કહેનારા કહી રહ્યા ઘરને બારણે તો શું પણ વનમાં જઇયે તો પણ આપણને તેની દરકાર નથી પણ એ પાણી તો લેવાનું આપણાથી તો નહીજ બને હવે તમો મને વધુન કહેતાં તમારે જ્યા જવું હોય ત્યાં જાવ ચાલ્યા એ તો જોયાં તમારા ડહાપણ હવે પેલો બ્રાહ્મણે ઘણીવાર સમજાવી છતાં પણ પેલી ના સમજી એટલે વિચાર કર્યો કે જો હાલ હું એનું ગાણું નહીં ગાઉ ને વખતે રંડા બાધા મુકવાના આવે તો દૈવીક કોપ થાય અને જો ન કરે નારાયણને આ પુત્રને કંઇ થાય તો એ રાંડનું શું જાય માટે હાલ તો એ કહે તેમ કરવું વળી આગળ જોઇ લઇશું એમ નીશ્વાસ નાંખી બોલ્યો કે ભલે તારી મરજી હોય તેમ કર એમ કહી રસ્તે પડયો ને જતાં જતાં બોલ્યો કે નહી માને તો પસ્તાસે.

સ્ત્રી—એમાં પછી પસ્તાવાનું શું હતુ પણ આ મારી સકોળ કાયાએ કોઇ દીવસ વેઠ કરેલી નહીં તે આજ કેમ વેઠ કરે એતો મરદ મજુર એટલે એજ કર્યા કરે એમ કરી કહેવા પ્રમાણે સર્વે તૈયાર કર્યું ને રાત્રી આનં-

દમાં ગાળી બ્રાહ્મણીને આનંદ છે ને પણે બ્રાહ્મણનું તો મન જાણે છે હવે બીજા દીવસનો પ્રભાત થયો એટલે પેલો બ્રાહ્મણ તથા તેની સ્ત્રી સર્વે કામથી ફરાગત થઈ જવા તૈયાર થયાં.

**બ્રહ્મા**—હે સ્ત્રી તેં તારૂંજ ધાર્યું કર્યું ને મારૂં કહેવું ના માન્યું.

**સ્ત્રી**—હા હા મેં મારૂં ધાર્યું કર્યું તમારૂં માનવું કે ન માનવું એ મારી મરજીની વાત છે.

**બ્રહ્મા**—ભલે પણ પાછળથી પસ્તાઇશ નહીં એમ કરી ઘરનો બરોબર બંદોબસ્ત કરી રસ્તે પડયાં ત્યારે હવે પણે પેલા ત્રણે દેવો પણ પ્રાતહ કાળમાં ઉઠી સ્નાનાદીક ક્રીયાથી પરવારી સન્યાસીના રૂપ ધારણ કરી અત્રીના દુવારે આવવા નીકળ્યા,

હવે જ્યારે પેલા દેવો મોટા પ્રાતહકાલમાં ઉઠી દંત ધાવન સ્નાનાદીક ક્રીયા કરી પરવારી સન્યાસી રૂપ લઇ સતીને ત્યાં આવવા નીકળે છે ત્યારે પણે સતી પણ પોતાના નીત્ય કર્મથી પરવારી ફરાગત થઇ જ્યાં મુની નીત્ય કર્મ કરતા બેઠા છે ત્યાં જવા જાય છે તેવુંજ પોતાનું જમણુ લોચન ફરકે છે અને અડધું અંગ પણ ફરકવા લાગ્યું કે સતી તો મોહા વીચારમાં પડી ગયાં. ને કહેવા લાગ્યાં કે આજ આ શું કોઈ દીવસ નહીં ને મારૂં જમણું લોચન અને જમણું અંગ ફરકવા લાગ્યું તેનું શું કારણ હશે અરે આજનો દીવસ પણ શુન્ય લાગે છે તો શું કંઈ મારાપર જુલમ ગુજરશે શુ વિઘ્ન થશે અરે પણ હવે તો મારૂં સર્વ અંગ ધ્રુજારે ચડી રહ્યું છે, ત્યારે શું જરૂર જરૂર કંઇ વિઘન આવતુંજ હશે નહીતો આમ હો-

યજ નહીં. અરે પણ મારે એવાં વિઘ્નોને કેમ ગણવાં જોઇયે એવા હજારો વિઘ્ન કદી આ સતીપર આવે પણ સતી તે સત્યને કેમ છોડે જેમકે દીપકપર પતંક પોતાનો પ્રાણ છાંડે છે. તેમજ આ સતી પણ પોતાના સત્યના ટે-કપર અનેક વિઘ્નો આવશે તો પણ સત્ય ન છોડતાં તેની સાથેજ પ્રાણ આપવા તૈયાર છે. પણ સત્ય તો નાજ છોડાય હરી હરી હરી દૈવ ઇચ્છાની બલીહારી છે હે પ-રમાત્મા પુરૂષોતમ જો હું ખરેખર સત્યો સત્યજ ચાલતી હોવું. અગર ના ચાલતી હોઉં એ ખરા ખોટાની પરીક્ષા તનેજ છે. કારણ કે હીરાની પરીક્ષા ઝવેરીનેજ હોય છે. તો મારી પરીક્ષા પણ તનેજ છે. માટે હવે તારે શરણે રાખ.

**ગાયન.**

નાથ, અનાથ, ના, હે પ્રભુ ગતી તંમ, જાચે, નવ કળી,  
યાચે બાળી આજે, હે, પ્રગટ પુરૂષોતમ, લળી,  
સત્યો, સત્યજ, શ્રી, હરી, ચાલું હાલું, હું, સદા  
વિનવણી સુણી માહરા, સ્હાય કરોને સર્વદા,  
કરતા, હરતા, ભરતા; નાથ, નાથ, જપું મુખે.  
સતીપર સંકટ સહસ્ત્ર આવે પણ ના માને તે દુખે,  
પાલક, ટાલક, દીન દયાળક, સ્હાય કરોને મારી આજ,  
ઇશ કૃપાળુ છું તુજ શરણે વીઘ્ન વીદારી ઘોને આજ

આ પ્રમાણે શ્રી પ્રભુની સ્તુતી કરી સતી મુની પાસે આવ્યા એટલે મુની પણ પોતાના નીત્ય કર્મમાંથી પરવા-રી ફરાગત થયા હતા એટલે તેમને સતીને જોયાં અને જેવા પોતે કહેવા જાય છે એટલામાં તો સતી બોલ્યાં.

અ—હે માહ તમા મુની હું આપને દંડ વત કરૂં છું એમ કહી ઢીળી કરજોડી દંડવત કરી હાથજોડી ઉભા રહ્યા.

**અત્રી**--અહો દેવી કેમ કંઇ આજે તમો નરમ બોલો છો શું છે કહો શા માટે ઊદાશ છો

**અન**—સ્વામી નાથ કંઇ નથી

**અત્રી**—નહી જો કંઇ જતા હોય તો આમ આજ તમારા મુખ પર ઉદાશી શાની માટે કહો

**અ**—હે સ્વામીનાથ આજ તો મારૂં તમામ શરીર ફરકી રહ્યું છે જેથી મને કોઈ વાતની સુજ પડતી નથી કે શું થશે.

## ગાયન.

ક્યાંથી આ સંભળાય:

સુજે ન સ્વામી આંય, મુજને સુજે ન સ્વામી આંય;
અંગજ ફરકે કાયા આ થરકે લાગે અંતર લાય.
કહો ધીરજ કેમ રહે, વિનવી દાસી તમ કહે;
વિઘ્ન જરૂર કઇ થાય, સ્વામી.
લોચન જમણું અતિશય ફરકે, લાગે સૌ સુમસામ
ધીરજ ન રહે મુજને સ્વામી, ધામજ ખાવા ધાય. સ્વામી.

આવી રીતે જયા સતીયે જણાવ્યું કે રૂશી બોલ્યા કે અહો સતી તેમાં એમ ગભરાવછો શા માટે એ બાબતમાં ઇશ્વરનું ભજન કરો કે તમારૂં આવેલું વિઘ્ન દુર થાય;

## ગાયન.

હરીહર ભજોરે, કરો તેથી સાચી સગાઈ;
તમે સેવો સાંભજો સુખદાઇ, દીન વીતી જાયે દીનદુ:ખદાઈ
સમજો સત્યરે, કરો તેથી.
ચાલ્યા જાય દીન દુખના, સુખ થાયે સભ જાગ.
ચીત જોડો હરી સંગથી, છોડી માયાનો લાગ;
કેમ જાવો છો મનમાં મુંઝાઇ, વિઘ્ન વિદારે તે રઘુરાઇ.
ભજો, મનથી તે તે રે

સતી સત્યના છોડવું રહવે અસત્યથી દુર
દુષ્મન ઉભો પોકાર કરે બલીષ્ટ હોય જો પુર
પ્રભુથી કરીલો સગાઈ તો અરી કરે ના ચઢાઇ
તમે તજો વ્હેમરે. કરો.

જ્યાં આવી રીતે સતી તથા રૂપી વાતો કરે છે એ-ટલામાં પેલા દેવો પણ આવી પ્હોંચ્યા અને પોકાર કર-વા લાગ્યા કે હે મહા મુનીઅત્રી દુવાર ઉઘાડો દુવાર ઉઘાડો એટલે મુની પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા કે અરે અત્યારમાં આ કોણ બુમો પાડે છે જેમ જેમ પેલા વધારે પોકાર કરવા લાગ્યા તેમ તેમ પેલા રૂશી વધારે આશ્ચર્ય પામવા લાગ્યા કે આ શું એમ કરી પોતે જ્ઞાન દ્રષ્ટીએ રૂપીએ જોયું તો તેમાં શ્રી પ્રભુઓ માલમ પડવા લાગ્યા અહા શું મારે ત્યાં આજે શ્રી પ્રભુઓ કેમ વારૂ એજ આજ અહીં અ-વ્યા હશે જરૂર જરૂર કંઇ પણ કારણ સાર આવ્યા હશે નહી તો વળી જેમના દર્શન દેવને દુર્લભ તો આ મનુષ્યો રૂપી તે કયાંથી જરૂર વખતે સતી કહેતાં હતાં તેમ તો નહીજ હોય ભલે તેમ પણ હોય તો પણ શું એવો કયાંથી દીવસ કે હમારી પરીક્ષા એ કરે ધન્ય ઘડી ધન્ય દહાડો હંહં જુગલ કીશોર વાહ
અહા શું મારૂં ધન્ય ભાગ્ય છે. ધન્ય છે. ધન્ય પ્રભુ ધન્ય ધન ઘડી ધન દહાડો કે જે રૂપીયો હજારો વર્ષો સુધી એમ-નાંજ દર્શન માટે તપશ્ચર્યા કરે જાયછે છતાં તેમને એમ-ના દર્શન સ્વપ્નમાં પણ થતાં નથી. તો વળી રૂબરૂમાં દર્શન કરવાં દુર્લભ થઇજ પડે. તો આ ત્રણે સ્રષ્ટીસર જ-નાર પાલણહાર સંહારનાર ત્રણે અધીષ્ટતા દેવતાઓ મારે ત્યાં પધાર્યા વ્હા પરમાત્મા તમારી લીલાને કે તમારા ભ-ક્તોને કેવી રીતે સ્હાય થઇ દર્શન આપો છો. જેમકે

આગળના વખતમાં કોઇ એક મહાન તપસ્વી અરણ્યમાં તપ આદરી બેઠા હતા હવે જે પહાડની ગુફામાં એકાંત તપ આદર્યું હતું ત્યાં એક મોટો વ્યાઘ્ર આવ્યો એટલે તે મહાત્માએ જોયો તે પરથી માહાત્માએ જાણ્યું કે આ વ્યાઘ્ર ઘણો ભુખ્યો છે માટે લાવ હું એને ખાવાનું આપું એમ ધારી પોતે પોતાની જાંગ કાપી તેને ખાવા આપી તે પરથી પેલા વાઘરૂપે આવેલા શ્રી કૃષ્ણ પરમાત્મા તેનાપર અતિ પ્રસન થયા અને ચત્રભુજ સ્વરૂપે દર્શન આપ્યાં અને કહ્યું માગો માગો હે માહાત્મા હું તમારાપર ઘણો પ્રસન્ન છું. અને બોલ્યા કે હે માહાત્મા આજના વખતમાં અનદાન સરખું પણ આપતું નથી તો તમોએ અંગ કાપી મને આપ્યું અતિથી જાણી મારી સેવા બજાવી. તેથી હું તમારાપર ઘણો પ્રસનછું માટે જે આપની ઇચ્છા હોય તે માગો ત્યારે પેલા માહાત્માએ કહ્યું હે શ્રી પ્રભો આપો તો તમારી ભક્તી અને રાખો તો તમારા ચર્ણકમળમાં અને છેવટ ગોંથી જ્યાં મહાત્માએ એમ માગ્યું કે શ્રી પ્રભુ તરત તથાસ્તુ કહી અંતરધાન થયા. અહા પ્રભુ તમો આવી રીતે ઘણાં ઘણાંને દર્શન આપો છો હે દીનબેલી દીનાનાથ ખરેખર મારૂં ધન્ય ભાગ્ય કે મને શીયળ શાસ્ત્રી દક્ષ પ્રજાપતિની પુત્રી મળી જેના પ્રતાપે મારો જન્મ શ્રી વિષ્ણુનાં દર્શનથી સફળ થયો સફળ થયો. એ સૌ આ સતીનાજ પ્રતાપ અને ભલું થયું કે મેં નારદનું કહેવું મન્યું એટલો પ્રતાપ એમનો પણ ખરો નહીં તો વળી મારે ત્યાં તે તેઓને આવવાનો વખત કયો મળત માટે જે થયું તે સારૂં થયું કે મારે આજે સુભ દીવસ આવ્યો જો કદાચ મને અગર સતીને કર્મના યોગો પ્રમાણે શ્રાપીત કરશે, તો

પણ કંઈ શીકર જેવું નથી કારણુ કે તેઓ કંઈ શ્રાપીત કરવા તો આવ્યા નથી પણ કર્મની કહેણી જુદીજ છે તો શાહરત્રમાં કહ્યું છે કે મહાન પુરૂષોનો અને સદ્‌ગુણીચોનો ક્રોધ પણ આપણુને કોઈ વખત ફળફાઈ થઈ પડે છે કેમકે તે જે ક્રોધ કરે છે તે આપણામાં જે દુર્ગુણો રહેલા છે તે દુરજ કરવા માટે તેઓ ક્રોધ કરે છે નહીં તો તેવા મહાન પુરૂષોને કદી ક્રોધ હોતોજ નથી એમ નીર્ણય કરી જ્યાં ચક્ષુ ખોલ્યાં કે સતી પ્રત્યે કહેવા લાગ્યા અહો સતી શા વિચાર ચાલે છે.

અ—સ્વામીનાથ વિચાર તો કંઈજ ચાલતા નથી પણ જો આપની આજ્ઞા ના હોય તો ગોનામની જાડીમાં રમણ કરનારા ગોવીંદ સારૂં રસોઈ તૈયાર થઈ ગઈ છે તો થાળ પીરસી લાવું.

અત્રી—તમારૂં કહેવું ખરૂં છે પરંતુ બહાર કોઇ પોકાર કરે છે તેમને જઇ અંદર લઈ આવો જ્યા રૂષીની આજ્ઞા ના થઇ ત્યાં વાર શી તરતજ સતી પેલા દેવોનો પોકાર સાંભળી ત્યાં દોડી આવ્યાં ને દુવાર ઉઘેડયાં જેવાં દુવાર ઉઘેડયાં કે તરતજ ત્રણે દેવો સાથે નરનારાયણ ભીક્ષાંનદેહી એમ ઉચ્ચાર કરી અંદર પેઠા કે તરતજ સતીએ તેમનો આદરસતકાર કરી આસનપર બેસવા આજ્ઞા આપી અને ગોવીંદ સારૂ થાળ પીરસી તરતજ જ્યાં મુની બીરાજે છે ત્યાં ગયાં જેવાં સતી આવ્યાં કે તરતજ તેમના હાથમાંથી રૂષીએ થાળ લઇ ગોવીંદને ધરાવ્યો અને કહ્યુ કે હે સતી હવે તમો પાછાં જાવ અને જે પેલા ત્રણ સન્યાસી તમોએ કહ્યા તેમને જેવો મારાપર તમો જેવો પતિ તરીકે પ્રીતિભાવ રાખોછો તેવીજ રીતે

તેમનાપર પુત્ર ભાવ રાખી તેમની ઇચ્છા અનુસારે વર્તી તેમને સંતોષો એમ કહી સતીને ત્યાંથી વિદાય કર્યાં હવે સતી જ્યાં પેલા ત્રણે જણુ બીરાજ્યા છે ત્યાં આવી કહેવા લાગ્યાં કે હે મહાત્મા ઉઠો હાથ પગ પખાળો જમવાનો સમય થયો છે અને રસોઇ પણુ ઠંડી થાય છે.

### ગાયન

આવો આવોને અલબેલા.

ચાલો, ચાલો, જમવા રૂષી રેમથીરે,
રૂષી રેમથીરે, પીરસું પ્રેમથીરે,
ગોમતી, ગંગા, નર્મદા, લાવું, જળપાન પ્રીતે કરાવું,
કેશર પુષ્પ ચઢાવી, પુજું પાદહું, પ્રેમથીરે,
સુંદર પાક બન્યા મનગમતા, આનંદ લેસો મુની જમતાં,
મધુર વાયુ ઢોળું, શીતળ હેમથીરે, પી.

દેવ તુલ્ય બીરાજો રૂષી તમને જોઇ અતિશય ખુશી
જમજો જમજો રૂષી રૂડી રીતથીરે,
આજ થઈ છે આનંદ હેલી ન્યાળી થઇ છું ઘેલી
તૃપ્ત થઇને આપો આશીશ, રહીયે કુશળ ક્ષેમથીરે,

એમ કહેતાં કહેતાં દેવીએ હાથ પગ પખાળવા માટે જળ પાત્ર વિગેરે લાવી ત્યાં મુક્યાં અને કહ્યું માહાત્મા ઉઠો હવે જમવાની વેળા થઈ જાય છે ને રસોઈ પણુ ઠંડી થઈ જાય છે માટે પધારો પધારો.

અરે દેવી તમો ભીક્ષા પીરસવા તૈયાર તો થયાં પણુ હમારે એક નીયમ છે તે તમો જાણો છો—

અ—ના માહાત્મા જ્યાં સુધી આપે મને જણાવ્યું નથી ત્યાં સુધી હું આપના નીયમથી અજાણી છું માટે આપ મારા પર કૃપા કરી જણાવો તો સારૂં

અ—જુઓ ત્યારે સાંભળો.

અમ, તણેની દીક્ષા એવી, સુણો અત્રીનાં, નારી,
નીકળ્યા જયારથી અમે, વળી ફરીયે છીયે પણ નહી કોઈ ધારી
પણ ન કરીયે ભીક્ષા હમે, વચન અમારૂ પાળે નહીં;
ભીક્ષા ગ્રહણ કરાવવી ધારે તે, નગ્ન થઇ પીરસે સહી.
ખ્યાતી તમારી સાંભળી આવ્યા છીએ અમે અહીં,
છેયે ઉપવાસી ઘણા દીના અન્ન નળ્યું અમને કહી
ઇચ્છા હોય તો હા કહો, નહીંતો જઇએ બીજે ઠામ સહી

હે દેવી જે અમને નગ્ન થઇ ભીક્ષા પીરસે છે તેની જ હમે ભીક્ષા ગ્રહણ કરીયે છીયે માટે હા કહો યા ના કહો કે જેથી અમે બીજી જગાએ જઇયે.

આવી રીતનું ત્રણેનું બોલવું થયું એટલે સતી તો માહા વિચારમાં પડી ગયાં અને જેમ ઘૃત અગ્નીપર પડે છે અને ભડકે બળે તેમ સતીના રદયમાં ભડકેભડકા અગ્નિ ઉઠવા લાગી અને મન સાથે કહેવા લાગ્યાં કે ખરેખર આ જે આગળથી અંગ ફરકતું હતું ને અશુભ ચીન્હો જણાતાં હતાં તેજ આ થવા બેઠું છે જરૂર જરૂર મારી કોઇ પણ પરીક્ષા લેવા આવ્યું છે અગર કોઇ બુરી વાસનાથી આવ્યું છે પણ લાચાર કે સાધુના રૂપમાં છે એમને એમ બીચારાં વિચારમાં પડી જઇ ભયભીત થયાં અને મૌન્ય ધારણ કર્યું; નેત્રમાં અશ્રુ ધાર ચાલવા લાગી કાયા કાંપવા લાગી અરે અરે આ શો ગજબ આ શું જુલમ થવાનો આ શું થવા બેઠું છે મને કંઇ સુજ પડતી નથી અરેરે જો હું ના કહું છું તો વળી એમ ના કહેવા પ્રમાણે ઘણા દીના ભુખ્યા અને વળી મારા આશ્રમે આશા ભેર આવલાની રાશ થઈ પાછા જશે તો જગમાં શું કહેવાશે અરેરે હવે મારે શું કરવું.

## ગાયન.

ગયુ સુખ આજ.

અરે, આવ્યો. દી દુઃખીયારો, વિભુ થાયે, આ, કેર કાળો,
હવે કેમ રહેશે, ટેક મારો, આવ્યું દુઃખ આજ, નીવારો;
શીયળ સાધ્વી કહાવું જગમાં, હે દયા, નાઈશ.
આવ્યા સાધું પાછા જશે, તો શ્રાપજ દે જુગદીશ
રે શું થવાનું આંય, ખબર નહીં કાંય, હરી હું તો જાણુ નહી,
આવ્યા દઈ નામ, તો કરો કામ ગ્રહો શરણે સતીને ચાહી
શરણે રાખો પ્રભુ પ્રાણ મારો, આવ્યું વિઘ્ન, વાદળ વિખેરો,

આ પ્રમાણે સતી શ્રી પ્રભુની સ્તુતી કરે છે ત્યારે પણે દેવો પણ થરથર ધ્રુજે છે કે વખતે સતી આપણને જાણી જશે અને શ્રાપીત કરશે કારણ કે દેવી ઘણાં શોકમાં પડી ગયાં છે એટલે ત્રણે બોલી ઉઠયા કે હે દેવી હે દેવી હા કહો કે ના કહો નહી તો અમો જઇયે છીએ.

અ—માહા વિચારમાં પડી ગયલાં બોલ્યાં કે હે માહાત્માઓ જશો નહી બેસો હું હમણાંજ મારા પતિવ્રતા નીયમ પ્રમાણે મારા પ્રાણપતિના આજ્ઞાની લઈ આવું છું ને આપને સંતોષી ભીક્ષા પીરસું છું.

ત્રણે—જુવો બાઇ હમારે હજુ ઘણાં દુર જવાનું છે માટે ભીક્ષા પીરશો તો ઠીક.

અ—માહાત્માઓ મને ભીક્ષા પીરસવાને કંઈ વાંધો નથી પણ જરા થોભો તો હું મારા નીયમ પ્રમાણે પતિ આજ્ઞા લઈ આવું.

ત્ર—અરે વાહે આતો કંઇ ભીક્ષા પીરસવાના ઢંગ જણાતા નથી. જુવો તમે ત્યાં જાવ એટલે અમે અહીં

બેસી રહીયે શું તમારૂં એટલું પણ ચાલતું નથી કે આ આવેલા માહાત્માઓને વાર લાગશે તો તે બીચારા આશા બંધી નીરાશ થઈ ચાલ્યા જશે.

અ—માહાત્માઓ તમારૂં કહેવું યથાર્થ ખરૂં છે તથાપી સતીનો ધર્મ છે કે પતિ આજ્ઞા સીવાય એક પગલું પણ ભરવું નહી માટે આપ બેશો હમણાંજ હું પાછી આવું છું આવી રીતનું જ્યારે દેવોએ સાંભળ્યું ત્યારે ત્રણેને વિચાર થયો કે જો હવે વધારે સતાવીશું તો તે આપણને ઓળખી જઇ શ્રાપીત કરશે માટે બહેતર છે કે તેઓ ત્યાં જઇ આવે એમ નીર્ણય કર્યું અને કહેવા લાગ્યા ભલે જાવ સતી લઇ આવો આજ્ઞા પણ ઝટ વ્હેલાં પધારજો.

અ—બહુ સારૂં માહાત્માઓ હવે ત્યાંથી સતી જ્યાં મુની નીત્ય કર્મ કરતા બેઠા છે ત્યાં ગાભરાં ગાભરાં આવી હાથ જોડી પગે લાગ્યાં.

અત્રી—કેમ સતીઆમ કંઇ એકદમ ગાભરાં ગાભરાં અહીં આવ્યાં શું છે કહો કહો

અ—સ્વામીનાથ શું કહું દગો દગો.

અત્રી—અરે સતી દગો શું વાત શી

અ—સ્વામીનાથ જે પેલા ત્રણ સન્યાસીયો આવ્યા છે

અત્રી—અરે તે તો ખરા પણ તેમને છે શું તેમને જમાડયા કે નહીં.

અ—ના સ્વામીનાથ મેં તેઓને તમારા કહેવા પ્રમાણે જમવા ઉઠવાને માટે કહ્યું ત્યારે તેમને જણાવ્યું કે હમારે નીયમ છે કે જે નગ્ન થઇ પીરસે છે તેનીજ

હમો ભીક્ષા ગ્રહણુ કરીયે છીયે તેથીજ સ્વામીનાથ હું મારા પતિવ્રતના નીયમ પ્રમાણે તમારી પાસે આજ્ઞા લે-લેવા આવીછું.

**અત્રી**—ભલે તમે આજ્ઞા લેવા આવ્યાં તો બહુ સારૂ થયું પણ તમે એમનને ના ઓળખ્યા કે એ કોણુછે.

**અન**—ના સ્વામીનાથ મેં ના ઓળખ્યા એ કોણુ છે

**ગાયન.**

ચાલો ચાલો ચતુરસુ.

સુણો સુન્દરી સત્ય ગુણુની, ખાણુરે,
શા, શા, મુખથી, કરૂ હું, વખાણુરે,
આવ્યા નાથ. અનાથના નાથરે,
પ્રીતે આવ્યા વૈકુંઠ પતિ એતો વાલા
સાથે જગત કર્તા મોટા, દેવરે જુવો ધારી
રહો ન અજાણુરે શું.
શામ શરીરે શ્યામ છે, ઝબકે વીજ પ્રકાશ;
બ્રહ્મા કર્તા સાથ છે, વળી શંકર કર્તા નાશ.
એવા દેવો આવ્યા તમ આંગણે. સતી,
પુન્ય પુરૂં પ્રકાશો સતી તમમાં ગતી.
જેથી ઉતરે શક્તીયોના, મદરે, વ્હાલી જાણુરે
મદ ઉતરે શક્તી તણા, શુ યસ મળશે આંમ
બાળક ભાવના કરી તમે, પુરો દેવોની હાંમ
પુન્ય તમારા વડે બાળ થઇ તો જશે.
જગમાં સતી તમારૂં નામ અમર થશે;
પ્રીતે પુત્રથી આનંદ માણુરે સુ.

**અ**—કેમ દેવી સમજ્યાં એતો આપણુને પાવન કરનારા અધમ ઓધારણુ પતિત પાવન સરજનહાર પા

લણુહાર સંહારનાર, એવા જે વિષ્ણુ, બ્રહ્મા અને મહેશ્વર છે અને તેમને જગત માતાઓએ મદે ભરાઇ અહીં મોકલ્યા છે માટે હવે તમારામાં જેટલું પુન્ય હોય તેટલા પુન્યના બળ વડે તેઓને કંઈક ચમત્કાર બતાવો અને જગતમાતાઓના થયેલા મદને ઉતારો.

**અન**—ભલે સ્વામીનાથ જેવી આપની આજ્ઞા તો આ દાશીને પણ એટલીજ આજ્ઞા ન જોઈતીતી ઠીક છે. હવે હું બતાઉંછુ કે સતીઓને ત્યાં સતીને છળવા કેમ જવાય છે. એતો લાચાર કે મેં ઓળખ્યા નોતા. હવે તો ઓળખ્યા.

## ગાયન નીર્લજ.

સૃષ્ટી કરતા બ્રહ્મા, વિષ્ણું, આવ્યા મુને છળવા,
સૃષ્ટી નાશક શંકર પીતા, આવ્યા સાથે મળવા.
કષ્ટ હરંતા સુખ, કરવા આવ્યા દુઃખ દળવા,
શીયળ તેજ, હવે પ્રકાશું. કરૂં જ્યારે હળવા,
ત્રણે જણ મનસુબો આદરી, આવ્યા સત્ય રળવા,
સર્વને હવે હું સંતોષજ, આપું દઉં ન કંઇ વલવા,
વળી માન્ય વધશે, દૈવ ઇચ્છાથી, આનંદ લ્હાણુ રળવા,
પુણ્ પાછળથી પસ્તાશે, શરીર લાગે ગળવા,
પુત્ર બનાવી રાખું પ્રીતે, ન દઉં નીકળવા;

**અ**—હા હા હું કેવી નસીબદાર કે વળી મારે ત્યાં શ્રી પ્રભુએ જ્યારે આ પ્રમાણે દેવીના જાણુવામાં આવ્યું એટલે તેમણે ત્યાંથી હાથમાં જલ લીધું અને પોતાનું પુન્ય તે જળપર મુક્યું અને ઈશ્વરની પ્રાર્થના કરી કે જો હું આજ સુધીમાં બરોબર શીયળ પણે પ્રભુ ભાક્તમાં પતિ શેવામાં શુદ્ધ અંતઃકરણે રહી સત્યા સત્ય

પ્રમાણે ચાલી હોઉ તો આ આવેલા ત્રણે દેવો બાલક થઈ જજો. આવી રીતે છે તે ભાવના કરી અને જ્યાં પેલા દેવો બીરાજમા હતા. ત્યાં આવ્યા અને પેલા દેવોને કહ્યું કે માહત્માઓ થાવ તૈયાર રસોઈ ઘણી ઠંડી થઇ જાય છે.

ત્ર—હા, ઉઠીયે તો ખરા પણુ હમારા કહેવા મુજબ પીરસો તો.

અ—હા માહાત્માઓ તમે જેમ રાજી થશો તેમ કરીશ. એમ કરી પેલું જળ તેમનાપર છાટયું એટલે દૈવ ઇચ્છાએ સતીની ભાવના પ્રમાણે તેઓ ત્રણે બાળક થઇ ગયા એટલે સતીએ કહેવા માંડયું કે હે પ્રભુઓ હવે મેં તમોને ઓળખ્યા છે ને તમોએ અહીં આવી મુજરંકને દર્શનલાભ આપી પાવન કરી તો હવે ચાલો હું તમોને તમારા કહેવા પ્રમાણે ભીક્ષા પીરસી તૃપ્ત કરૂં.

## ગાયન.

### મારા મનમાં તનમાં.

મારા મનમાં વસીયા, મોહન રસીયા, તનમાં ઠસ્યાછો, આજે,<br>
વળી આવાં રૂપો, જુદાંજ, લઇને, આવ્યા પ્રભુ શા કાજે,<br>
હાલવું ચાલવું હારીશું હાંય, શોક ઉપન્યો અતિ મનમાંય<br>
(પણ હવેતો) અંતરમાંયે, અતિ ઉલટ થાયે, દુઃખજ જાયે,<br>
સુખજ થાયે, વાહ પ્રભુ પાતળીયા પ્યારાં આવ્યા છો<br>
લેવાને લાજે.

આવી રીતે કહેતાં કહેતાં તેઓને રસોડામાં લઇ ગયાં પણુ લાચાર હવે તે કંઇ ખાવાના નોતા એટલે તેમને માતાજીયે પોતાના પયોધરનું પાન કરાવ્યું. હા, દૈવ

ઇચ્છા અકળીત છે. તેનો કોઇ પાર પામ્યું નથી. અને પછી માતાજીયે તેમને ઝોળીયો બાંધી તેમાં ત્રણેને સુવાડી પોતે રૂપીને પારણાં માટે કહેવાં ગયાં હવે જ્યારે પેલો બ્રાહ્મણ અને બ્રાહ્મણી અડધેક રસ્તે ગયાં હશે નહી એટલામાંતો સૂર્યનો અતીશય તાપ પડવા લાગ્યો. અને વળી ગ્રીષ્મરૂતુ એટલે પછી પુછવુંજ શું આવી રીતે અતિશય તાપ તથા થાક લાગવાથી પેલી બ્રાહ્મણીને તૃષા લાગી જેથી તાપ તૃષા અને થાકથી કંટાલી જઇ એક મોટા વૃક્ષ નીચે બેસી પડી તો તૃષા પણ તેને વધારે પીડવા લાગી અને વધારે વધારે કંઠ સુકાવા લાગ્યો એટલે પોતે પોતાના સ્વામીને કહેવા લાગી.

### ગાયન.

હુંતો સોનારણ.

સ્વામી સુણો દુઃખની કહાણી, મુજને પાવોને પાણી
વદાય ન મુખે વાણી, જલ્દી લાવો ને પાણી,
કંઠ શોષ પડેછે મારે, કેમ જવાસે ત્યારે
પેહેલાંથી મેં, દીધી શીખામણ કેમ ન માન્યું તારે,
હવે કયાંથી લાવું પાણી, બતલાવો સુંદરી શાણી
જળ વિનાતો જીવ આ જાયે, થાયે માહા ઉતપાત
ગમે તેમ કરીને સ્વામી ઘડો, પાણીનો ઘાટ,
સુન્દરી હું તો સત્યજ કહાવું, કહે તો પાછો ઘેરજ જાવું
ઘેર જઇને લાવી પાણી. પછીથી તુજને પાવું. સ્વામી.

આમ બોલતાં બોલતામાં તો પેલી બ્રાહ્મણીનો કંઠ સુકાવા લાગ્યો અને બોલવાનું પણ બંધ થવા લાગ્યું. સ્વામીનાથ મને ગમે ત્યાંથી પાણી આણી પાવો હાય મેં

અભાગણીયે તમારૂ કહેવું ના માન્યું અને તમારાથી વિ. રૂદ્ધ થઇ તો તે મનેજ નડે છે સ્વામીનાથ મારી કસુર માફ કરો અને પાણી પાઇ જતો જીવ બચાવો, રાંમ, રાંમ, રાંમ. રાંમ,

**બ્રહ્મા**—અરે સ્યાણી તારૂં કહેવું તદન ખરૂં છે પણ હું પાણી લાવું કયાંથી, તે છતાં પણ શાંન્ત થા હું હ. મણાંજ ગમે ત્યાંથી પાણી લાવી તને પાવું છું પણ મારા આવ્યા શીવાય અહીંથી આઘી જઈશ નહીં અહીંજ ર. હેજે હરી હરી મારા કયા જન્મના ભોગ કે તે પાપે કરી આવી સ્ત્રી મળી ખરેખર આવી સ્ત્રીતો જે ખરેખરો કમ નસીબ હોય તેનેજ એવી હઠીલીયો મળે કે જેથી પોતાનું કહેલું ખરૂં કરી પોતાનું પોત પ્રકાશે અને બીજાને દુઃખી કરે રાંડને મે કહ્યું કે સમજ પણ સંખણી એકની બે ના થઇ અને માન્યું નહીં જુવો હવે એ જાતે મુંઝાય છે અને બીજાને મુંઝાવણુમાં નાંખે છે એ કેવું દુઃખ હવે હું તે કયાં જઇ એ શંખણી માટે પાણી લઇ આવું કે એને જીવાડવા શક્તીમાંન થવું આતો બધું અરણ્ય છે તેમાં જાણે એના બાપે કુવો ના ખોદી મુકયો હોય તેમ જાવ અને મને પાણી પાવ શું કરૂં કાળ તો આ વખતે બહુ ચડે છે પણ ભલા પરમેશ્વર આ બીચારા બાળકની દયા આવે છે નહીં તો એ રાંડ હઠીલીને તો અહીંજ મરવા દેત. પણ લાચાર કે ન્યાતમાં પણ પાછી કન્યાની અછત અને પાસે પૈસા નહીં બાકીતો એ રાંડ છતરપગી જેવી છસ્સો લાવુ આજ કાલ તો દુનીયામાં દામ મોટા છે.

હરી હરી હવે ગયા શીવાય છુટકો નથી એમ કહી તે પાણીની શોધમાં ગયો અને પાણી શોધતાં શોધતાં ઘણે દુર નીકળી ગયો એટલામાં એક નજીકના મોટા શહેરનો રાજા મૃગ્યા રમતો ત્યાં આવી પહોંચ્યો ને પેલી તૃપાતુર તરફડતી બ્રાહ્મણીને જોતાંજ તે તેના તેજસ્વી મુખાકૃતી જ પર મોહીત થયો અને તેની પાસે જઈ પોતાની પાસે તૃપા મટાડવાની અમૃત ગોળી હતી તે પેલી તરફડતી બ્રાહ્મણીના મુખમાં આપી.



# પરીચ્છેદ નવ.



વે માતાજી રૂષી પાસે જઇ સર્વે હકીક; તથી રૂશીને વાકેફ કરી પારણા માટે સુ· ચવ્યું એ રૂપી બોલ્યા કે હે દેવી તમે જઇને જુવો તો ખરાંકે તે ઝોળીમાં છે કે પારણામાં પોહડયા છે જ્યાં એમ રૂષી- યે કહ્યું કે તરતજ દેવી ત્યાંથી પાછાં આવ્યાં અને જોયું તો ત્રણે દેવને પારણામાં રમ્યા કરતા જોયા જેથી દેવીને ઘણો આનંદ થયો અને પોતે સમજ્યાં કે એ સૌ દૈવ ઇચ્છા છે અને પોતેજ પોતાની સ્ત્રીયોનો અંહકાર ઉતારવા માટે મારી પરીક્ષા કરવા આવ્યા છે એમ મનવાળી તે· મની સેવા તથા પતિ શેવા કરવામા ગુંથાયા ત્યારે પણે પેલી બ્રાહ્મણીના મુખમાં જે પેલા રાજાએ અમૃત ગોળી મુકી હતી તે ગોળીના પ્રતાપથી પેલી બ્રાહ્મણીના તરશ મટી અને શાંત્તાવળી એટલે કહેવા લાગી ભાઈ તમે દીર્ઘા આયુશી થાવ ધન્ય છે તમોને કે તમોએ આવા વીપરીત વખતમાં મારો જતો જીવ બચાવ્યો અને જીવતદાન આપ્યું ધન્ય છે ભાઈ ધન્ય છે તમોને

રા—અરે ચુપ રહો બસ કરો તમારી જીભ્હાને ભાઇ કહેતાં અટકાવો ભાઈ નહી પણ ભરથાર કહો. જુવો હવે તમારે બીલકુલ ફીકર કરવાની નથી હું આ પાસેના શહેરનોજ મોહોટો રાજા છું માટે હવે તમારે કોઇ પણ જાતની ફીકર રાખવાની નથી તેમજ હવે તમો વધારે દુઃખી ન થતાં સાવધ થઈ મારી સાથે ચાલો સમજ્યા

હું તમારા ભાઇ લાયક નથી પણ ભરથાર લાયક છું મા-
ટે ચાલો.

આ—અરે ભલા ભાઇ મને તમો લઇ જઇ શું કરશો

રા—અરે હજુ પણ ભાઇજ ભાઇજ કહો છો કે
હું તમારો ભાઈ નહી પણ ભરથાર છું જુવો તમોને
મારે ત્યાં લઇ જઇ મારી સર્વે રાણીયોમાં પટરાણી કરીશ
અને મારા સુખનું સાધન તમોને ગણીશ.

આ—અરે સ્યાણા રાજા તમો આ શું વદો છો.
આવું અઘટીત વદવું તમોને લાયક નથી.

રા—ભલે લાયક હોય ાન હોતે મારે સમજવાનું છે
માટે હવે તમો મને વધુ મહેનત ના આપતાં થોડામાંજ
સમજી જઇ તૈયાર થાવ જુવો સમજી જશો તો સુખી થ-
શો માટે હવે વધારે ખટપટમાં તમો ન પડો અને મને
પણ ન પાડો ને ચાલો.

### ગાયન.

શુખે ચાલો ત્યાજ સલુણી, ખટપટ મુકી દો (૨) રસીલી.
આતુર મનડું બન્યું અધીરૂં, રંગજ માણીલો (૨) રંગજ
તમ પ્રેમને. આધીન થયો છું, મમત મુકી દો,(૨) છબીલી
સર્વમાં રાણી શોભીતાં, આજે. પટરાણી પદલો(૨) પટરાણી
તાલા વેલી પ્રગટી તનમાં, અમૃત સીચી દો (૨)
મોતીની માલા જરીયન સાડી અવ નવીજ પહરીલો(૨)અમૃત
મોહન વેલીની ખીલી કલી તે પ્રેમે ચુંટવા દો(૨) છબીલી
મોહન માલા ઝાંઝર ઝુમણાં જે જોઇયે તે લો
પણ મોહન વેલી યૌવંન ખીલેલી કલી ચુટવા દો

સ્રી—અરેરે આપ રાજ કુમાર થઈ, શું વદો છો
જરા વિચારો તો કરો પર સ્રી સાથે એકાંતમા તેમજ

આવા અઘોર વંનમાં મને એકલી જાણી બોલો છો પણ માહા પાપમા ભરાશો અને તેમાં વળી હું બ્રાહ્મણી તેનો વિચાર કરો અને વલી જતા જીવને બચાવી લીધો તેથી તમે તો મારા પીતા લાયક થયા.

રા—ચાલ ચાલ હવે તારૂં પાપને બાપ મને શું કરવાનું છે જો સાંભળ હું તને પુછું છું તેનો જવાબ આપ કે એક વખત કોઇ ચોરો એક સાહુકારને મારી નાંખી તેનો પૈસો લઇ લીધો અને તે ચોરો ભર જંગલમાં ગયા જ્યાં આગળ એક માણુસે તે ચોરને જોવા અને તેને મારી પેલો પૈસો તેને પોતાને સ્વાધીન લીધો કહે હવે એ પૈસાનો માલીક કોણ

સ્ત્રી—તે પૈસા વાળો ધણી તો મરી ગયો છે માટે જ્યા સુધી ચોરો પાસે હતો ત્યાં સુધી ચોરાનો અને જ્યારે ચોરાને પેલા એ મારી નાખ્યા ત્યારે તેનો

રા—ત્યારે જો સાંભળ એક માણુસે એક ઝાડ રોપ્યું ને તેની પાછળ ઘણી મહેનત કરી પણ તે ઉછર્યું નહી એટલામાં તે માણુસ મરી ગયો ત્યારે તે ઝાડ બીજો માણુસ લઇ ગયો અને તેને તે ઝાડ ઉછેરવામાં વધારે મેહેનત પડી ને ઉછર્યું ત્યા કહે તે ઝાડ કોનું અને તેના ફળ ફુલ આવે તે કોના

સ્ત્રી—એ તો સર્વે પેલા બીજા ધણીના

રા—ત્યારે જો હવે તુ તારા મોંથીજ બંધાઈ ચુકી છે તો હવે તારે મારે ઘેર આવ્યા શીવાય છુટકો નથી

સ્ત્રી—રાજન હું શી રીતે બંધાઇ તેતો કહેશો

રા—હા સાંભળ જો શાહુકાર રૂપી તારો ધણી જે સાહુકાર મરી ગયો છે તે તારો ધણી

પાણી શોધવા ગયો છે હવે ચોર તે તારો જીવ લઇજનાર જમડા તેને મે આમારી ગોલીઓથી નસાડી તારો જીવ બચાવ્યો તો બોલ હવે તું મારી ખરી કે નહીં કર કબુલ વળી એજ પ્રમાણે આ ઝાડનો પણ દાખલો કે જો તારો પતીતને મુકી ચાલ્યો ગયો છે અને તને અહીં એકલી મુકી છે ત્યારે તૃષાથી તારો જીવ જવા લાગ્યો ત્યારે મેં આવી તને હાથમાં લઈ મારી ગોલી આપીતને મરતી બચાવી તો તારો પણ હું માલીક ખરો કે નહીં. કર કબુલ અને થા આગળ નહીં તો જોઇ છે આ સમશેર જો માનીશ તો ઠીક નહી તો આ તારા સમક્ષ આ તારા નાના બાળકના ટુકડે ટુકડા કરી નાંખીશ. માટે હવે કોઇ પણ જાતનો ભય ન રાખતાં સલુણી મારી સાથે સીધારો.

સ્ત્રી—ચાલ ચાલ દુર રહે એ કામી ક્રોધી લોભી લંપટ કુતરા શું બકે છે તું શું મારા બાળકને મારશે પણ જો જે તે ન વધેરાતાં તારી સમશેર તનેજ ન વધેરે યાદ રાખ કે ઇશ્વરને ઘેર રાજા મોટાં નાનાં સૌનો અદલ ન્યાય છે તો ભલા માણુશ જો મેં તેમ મારા આલાડ કડા પુત્રે કાંઇ તારો ગુન્હો નથી કર્યો કે તું અમને મારીશ કે જેને રાખણુવાળો રામ છે તેનું નામ કોણદઇ શકે એમ છે તો તારા જેવા મદાંધ કામાંધ અંધકુતરા મદમાં બ્હેકી જનારી તું શું મારા પુત્રને મારશે અરે ઓ કૃતઘ્ની તું શમજતો હઈશ કે હું તાપ બતાવીશ એટલે એ મારે વશ થશે તો બ્હેતર છે કે તેને મારતાં પહેલાંજ તું મને માર અને શાંન્તા થા જો તું તો શું પણ તારા કરતાં અધીક જેવા કે દુર્યોધન લંકાપતિ રાજા રાવણ કે જેને ઘેર ચૌદ ચોકડીનું રાજ્ય હતું ભસ્મા સુર હારણ્યા

કશ્યપ આદી મહાન પુરૂષો તારા કરતાં અધીકા અધીક થઇ ગયા અને તેમને તારી માફક જરા રાજ્ય મદે કરી પરત્રીયા સાંમુ બુરી વાંચ્છનાઓ કરેલી જેમકે રાવણે સીતાજીપર ભસ્માસુરે પાર્વતીપર વિગેરે એવાઓએ એવી બુરી વાચ્છનાઓ પાર પાડવા અનેક યુકિતઓ કરેલી પણ તેમાં પાર ન પડતાં ઉલટા પોતેજ પાર પડ્યા એટલે સ્વર્ગે સીધાવ્યા તો સમજ જ્યારે શ્રી પ્રભુએ તેવા તેવાને ઠેકાણે પાડી દીધા તો તાંરૂ શું ગજુ હરી હરી હું તો સહન કરૂં છું પણ તું કેમ કરે છે.

### ગાયન અરે શું માનવ

ધરે મુર્ખ શું તુ અભીમાન. છાકમાં મરે છકીરે,
માન તું પાપીડા, હેવાન કાળ આવ્યો નકીરે,
કાળ આવ્યો નકીરે રહેશે નહી ટકીરે,
પરત્રીયાને છંછેડી સુખે સુતા કોણુરે,
પરત્રીયા સર્પ સમાન છે, નક્કી વાળે ધોણુરે,
કેમ સમજે નહી ગુમાર છાકમાં મરે ચકીરે,
અનળ ધીગ ધીગતાં અંગારને, પામર ભરેશીદતું બાથડો,
જાણી બુજી પડે સમુદ્ર તો જીવત જે કાયા ઘડો,
લંકાપતિ દુર્યોધન આદી શરીખે ગર્વથી લીધો નથી
કંઇ લાડવો,
ચતુર ચેતી ચાલજો પરત્રીયા વિપનો ધાડવો.
ચાલ ચાલ હવે તારૂં લાંબુ ટાયલુ ન કુટતાં થા આગળ

સ્ત્રી—ચાલ ચાલ નીચ અધમ કુતરા અઘોરી દુર રહેજે

રા—લે ત્યારે દુર રહુ છું એમ કહી જેવો તલવાર કાઢી છોકરા ભણી દોડે છે તેવીજ પેલી બ્રામણીયે વિચાર કર્યો કે આ એક હદનાં ફળતો ભોગવું છું ને

બીજી હદમાં પુત્ર મરાશે તો શું ફાયદો નીકળશે માટે લા વ હું જવાનું કબુલ કરૂં પુત્ર જીવતો હશે તો કોઇ દીવસ પણ મળશે એમ ધારી સબુર સબુર રાજા સબુર કર ચાલ જો હું તારી સાથે આવું છું પણ મારૂં કહેવું કબુલ કરેતો

રા—સ્ત્રી આ વખતે તું જે કહેશે તે મારે કબુલ છે.

સ્ત્રી—જુવો ત્યારે મારે એવો નીયમ છે કે મારે જ્યારથી તમારા શહેરમાં પગ મુકવો ત્યારથીજ તમારે મને એકાંતમાં એક મહેલ બંધાવી આપી શીવની સ્થાપના કરી આપી સદાવ્રત મંડાવી આપવું પડશે અને જ્યાં સુધી વરસ દીવસ પુરો ન થાય ત્યાં સુધી તમારે પણ મારે ત્યાં આવવું નહી કેમ કબુલ.

રા—ભલે તારી એમ ઇચ્છા છે તો એમ મારે કબુલ છે.

સ્ત્રી—અરે ઇશ્વિર આ લુચ્ચા એ તો મેં જેમ કહ્યું તેમ કબુલ કર્યું તો હવે મારે પણ ગયા શીવાય છુટકો નથી. પણ પુત્રનો તો પ્રાણ બચે છે ફીકર નહી જીવતો નર ભદ્રા પામશે તો હું જીવતી હઇશ તો પુત્ર મને કોઈ પણ વખત મળશેજ મળશેજ અરે હાય હાય મારા લાડકવાયા પુત્ર આ તારી અભાગણી માતા તને વન વગડે રજળતો કરી જાય છે બેટા બેટા તારૂં રક્ષણ ઇશ્વર કરશે અરે ઇશ્વિર આ મેં મારા લાડકા પુત્રને આજથી તારા શરણે મુક્યો છે તો હે જગતનીયંતા તમો તેનું રક્ષણ કરો આવા મારા વ્હાલા આવ છેલ્લી વખતના તારી માતાના પયોધરનું પયપાન કરી લે આ અભાગણી માતા આજ તને તજે છે હરી હરી તમે મારા શીયળનું રક્ષણ કરો આટલી ઉમર થઇ તથાપી મેં પર પુરૂષને ભાઈ બાપ

ગણ્યા છે તે શું આજે મારો ટેક ભંગ થવાનો હરી હરી આ સર્વે મારી હઠનાંજ ફળ છે નહી તો આ વખતના આવત તો ભારતભુમીની બેનો જે કોઇ પતિ સાથે હઠ કરશે તેના મારા જેવાજ હાલ થશે હરી ઇશ્વર જે કરશે તે માથા ભેર કેમ જાણ્યું કે આટલાથીજ પત્યું આગળ શું થશે તે કોને ખબર છે જે થશે તે એ હઠનાજ પ-રીણામો છે તો એવી મારા જેવી સ્ત્રી હઠ કરનારી ને હજારો ધીક્કાર છે નહી નહી એ સ્ત્રીયોને નહી પણ એવી સ્ત્રી હઠનેજ ધીક્કાર છે કે એજ હઠે પતિ પુત્રનો વિયોગ કરાવા ધાર્યો છે. બેટા તારે મારે એટલોજ પુર્વનો રણાર સંબંધ હશે નહીં તો વળી આવો વખત કેમ આવત કે તને વન વગડે એવી કઇ અભાગીયણ હોય કે તને મેલે પણ પુત્ર તારા પ્રાણ બચાવા ખાતરજ આ અભાગણી માતા તને આજથી રઝળતો કરે છે એમ કહી પોતાનું પહેરેલું ચીર વધે રીતેની ઝોલી આંબાની ડાલ સાથે બાં-ધી અને પુત્રને સુવાડી ત્યાંથી ચાલી ગઈ ત્યારે પ્રભુને ચીન્તા થઇ કે હવે આતો પુત્રને મુકી ચાલી ગઈ માટે જો પેલો વણુજારો જાય છે ને તે આજ રસ્તે આવશે ને તેને પણ પેટે પુત્ર યા પુત્રી નથી માટે તેનેજ હું દયાનો અંશ મુકું કે તે આ પુત્રને લઇ જાય એ પ્રમાણે નીર્ણય કરી પોતે શ્રી પ્રભુએ પેલા વણજારાના હ્રદયમાં દયાનો અંશ મુકયો જેથી પેલો વણજારો તેજ રસ્તે રહી જવા લાગ્યો તે વખતે પેલો માતા વિનાનો બાળક રડવા લાગ્યો તેથી વણજારાએ વિચાર કર્યો કે આ વખતે અ-હીંયા કોણ રડે છે અને વળી આ રડવું પણ નાના બા-ળકનું છે એમ ધારી પોતે જરા ત્યાં થોભ્યો અને આમ તેમ જોવા લાગ્યો તો તેની નજર પેલી આંબાની ડાળે

પાણી શોધવા ગયો છે હવે ચોર તે તારો જીવ લઇજનાર જમડા તેને મેં આમારી ગોલીઓથી ન. સાડી તારો જીવ બચાવ્યો તો બોલ હવે તું મારી ખરી કે નહીં કર કબુલ વળી એજ પ્રમાણે આ ઝાડનો પણ દાખલો કે જો તારો પતીતને મુકી ચાલ્યો ગયો છે અને તને અહીં એકલી મુકી છે ત્યારે તૃષાથી તારો જીવ જવા લાગ્યો ત્યારે મેં આવી તને હાથમાં લઈ મારી ગોલી આપીતને મરતી બચાવી તો તારો પણ હું માલીક ખરો કે નહીં. કર કબુલ અને થા આગળ નહીં તો જોઇ છે આ સમશેર જો માનીશ તો ઠીક નહી તો આ તારા સમક્ષ આ તારા નાના બાળકના ટુકડે ટુકડા કરી નાંખીશ. માટે હવે કોઇ પણ જાતનો ભય ન રાખતાં સલુણી મારી સાથે સીધારો.

સ્ત્રી—ચાલ ચાલ દુર રહે ઓ કામી ક્રોધી લોભી લંપટ કુતરા શું બકે છે તું શું મારા બાળકને મારશે પણ જો જે તે ન વધેરાતાં તારી સમશેર તનેજ ન વધેરે યાદ રાખ કે ઇશ્વરને ઘેર રાજા મોટાં નાનાં સૌનો અદલ ન્યાય છે તો ભલા માણુશ જો મેં તેમ મારા આલાડ કડા પુત્રે કાંઇ તારો ગુન્હો નથી કર્યો કે તું અમને મારીશ કે જેને રાખણુવાળો રામ છે તેનું નામ કોણ દઇ શકે એમ છે તો તારા જેવા મદાંધ કામાં અંધકુતરા મદમાં બ્હેકી જનારી તું શું મારા પુત્રને મારશે અરે ઓ કૃતઘ્ની તું શમજતો હઇશ કે હું તાપ બતાવીશ એટલે એ મારે વશ થશે તો બ્હેતર છે કે તેને મારતાં પહેલાંજ તું મને માર અને શાંન્તા થા જો તું તો શું પણ તારા કરતાં અધીક જેવા કે દુર્યોધન લંકાપતિ રાજા રાવણુ કે જે ને ઘેર ચૌદ ચોકડીનું રાજ્ય હતું ભરમા સુર હારણ્યા

કસ્યપ આદી મહાન પુરૂષો તારા કરતાં અધીકા અધીક થઇ ગયા અને તેમને તારી માફક જરા રાજ્ય મદે કરી પરસ્ત્રીયા સાંમુ બુરી વાંચ્છનાઓ કરેલી જેમકે રાવણે સીતાજીપર ભસ્માસુરે પાર્વતીપર વિગેરે એવાઓએ એવી બુરી વાચ્છનાઓ પાર પાડવા અનેક યુક્તિઓ કરેલી પણ તેમાં પાર ન પડતાં ઉલટા પોતેજ પાર પડ્યા એટલે સ્વર્ગે સીધાવ્યા તો સમજ જ્યારે શ્રી પ્રભુએ તેવા તેવાને ઠેકાણે પાડી દીધા તો તારૂં શું ગજુ હરી હરી હું તો સહન કરૂં છું પણ તું કેમ કરે છે.

**ગાયન અરે શું માનવ**

ધરે મુર્ખ શું તુ અભીમાન. છાકમાં મરે છકીરે,
માન તું પાપીડા, હેવાન કાળ આવ્યો નકીરે,
કાળ આવ્યો નકીરે રહેશે નહી ટકીરે,
પરસ્ત્રીયાને છંછેડી સુખે સુતા કોણરે,
પરસ્ત્રીયા સર્પ સમાન છે, નક્કી વાળે ધોણરે,
કેમ સમજે નહી ગુમાર છાકમાં મરે ચકીરે,
અનળ ધીગ ધીગતાં અંગારને, પામર ભરેશીદતું બાથડો,
જાણી બુજી પડે સમુદ્ર તો જીવત જે કાયા ઘડો,
લંકાપતિ દુર્યોધન આદી શરીખે ગર્વથી લીધો નથી
કંઇ લાડવો,
ચતુર ચેતી ચાલજો પરસ્ત્રીયા વિષનો ધાડવો.
ચાલ ચાલ હવે તારૂં લાંબુ ટાયલુ ન કુટતાં થા આગળ

સ્ત્રી—ચાલ ચાલ નીચ અધમ કુતરા અઘોરી દુર રહેજે

રા—લે ત્યારે દુર રહુ છું એમ કહી જેવો તલવાર કાઢી છોકરા ભણી દોડે છે તેવીજ પેલી બ્રામણીએ વિચાર કર્યો કે આ એક હદનાં ફળતો ભોગવું છું ને

બીજી હદમાં પુત્ર મરાશે તો શું ફાયદો નીકળશે માટે લા વ હું જવાનું કબુલ કરૂં પુત્ર જીવ તો હશે તો કોઇ દીવસ પણ મળશે એમ ધારી સબુર સબુર રાજા સબુર કર ચાલ જો હું તારી સાથે આવું છું પણ મારૂં કહેવું કબુલ કરેતો

રા—સ્ત્રી આ વખતે તું જે કહેશે તે મારે કબુલ છે.

સ્ત્રી—જુવો ત્યારે મારે એવો નીયમ છે કે મારે જયારથી તમારા શહેરમાં પગ મુકવો ત્યારથીજ તમારે મને એકાંતમાં એક મહેલ બંધાવી આપી શીવની સ્થાપના કરી આપી સદાવ્રત મંડાવી આપવું પડશે અને જયાં સુધી વરસ દીવસ પુરો ન થાય ત્યાં સુધી તમારે પણ મારે ત્યાં આવવું નહી કેમ કબુલ.

રા—ભલે તારી એમ ઇચ્છા છે તો એમ મારે કબુલ છે.

સ્ત્રી—અરે ઇશ્વર આ લુચ્ચા એ તો મેં જેમ કહ્યું તેમ કબુલ કર્યું તો હવે મારે પણ ગયા શીવાય છુટકો નથી. પણ પુત્રનો તો પ્રાણ બચે છે શીકર નહી જીવતો નર ભદ્રા પામશે તો હું જીવતી હઇશ તો પુત્ર મને કોઈ પણ વખત મળશેજ મળશેજ અરે હાય હાય મારા લાડકવાયા પુત્ર આ તારી અભાગણી માતા તને વન વગડે રજળતો કરી જાય છે બેટા બેટા તારૂં રક્ષણ ઇશ્વર કરશે અરે ઈશ્વર આ મેં મારા લાડકા પુત્રને આજથી તારા શરણે મુક્યો છે તો હે જગતનીયંતા તમો તેનું રક્ષણ કરો આવા મારા વ્હાલા આવ છેલ્લી વખતના તારી માતાના પયોધરનું પયપાન કરી લે આ અભાગણી માતા આજ તને તજે છે હરી હરી તમે મારા શીયગનું રક્ષણ કરો આટલી ઉમર થઇ તથાપી મેં પર પુરૂષને ભાઈ બાપ

ગણ્યા છે તે શું આજે મારો ટેક ભંગ થવાનો હરી હરી આ સર્વે મારી હઠનાંજ ફળ છે નહી તો આ વખતના આવત તો ભારતભુમીની બેનો જે કોઇ પતિ સાથે હઠ કરશે તેના મારા જેવાજ હાલ થશે હરી ઇશ્વર જે કરશે તે માથા ભેર કેમ જાણ્યું કે આટલાથીજ પત્યું આગળ શું થશે તે કોને ખબર છે જે થશે તે એ હઠનાજ પ- રીણામો છે તો એવી મારા જેવી સ્ત્રી હઠ કરનારી ને હજારો ધીક્કાર છે નહી નહી એ સ્ત્રીયોને નહી પણ એવી સ્ત્રી હઠનેજ ધીક્કાર છે કે એજ હઠે પતિ પુત્રનો વિયોગ કરાવા ધાર્યો છે. બેટા તારે મારે એટલોજ પુર્વનો રણાર સંબંધ હશે નહી તો વળી આવો વખત કેમ આવત કે તને વન વગડે એવી કઇ અભાગીયણ હોય કે તને મેલે પણ પુત્ર તારા પ્રાણ બચાવા ખાતરજ આ અભાગણી માતા તને આજથી રઝળતો કરે છે એમ કહી પોતાનું પહેરેલું ચીર વધે રીતેની ઝોલી આંબાની ડાલ સાથે બાં- ધી અને પુત્રને સુવાડી ત્યાંથી ચાલી ગઈ ત્યારે પ્રભુને ચીન્તા થઇ કે હવે આતો પુત્રને મુકી ચાલી ગઈ માટે જો પેલો વણજારો જાય છે ને તે આજ રસ્તે આવશે ને તેને પણ પેટે પુત્ર યા પુત્રી નથી માટે તેનેજ હું દયાનો અંશ મુકું કે તે આ પુત્રને લઇ જાય એ પ્રમાણે નીર્ણય કરી પોતે શ્રી પ્રભુએ પેલા વણજારાના હ્રદયમાં દયાનો અંશ મુકયો જેથી પેલો વણજારો તેજ રસ્તે રહી જવા લાગ્યો તે વખતે પેલો માતા વિનાનો બાળક રડવા લાગ્યો તેથી વણજારાએ વિચાર કર્યો કે આ વખતે અ- હીંયા કોણ રડે છે અને વળી આ રડવું પણ નાના બા- ળકનું છે એમ ધારી પોતે જરા ત્યાં થોભ્યો અને આમ તેમ જોવા લાગ્યો તો તેની નજર પેલી આંબાની ડાળે

ઝોળી બાંધી હતી તેના પર ગઇ ને ત્યાં નજીક જઈ જોયું તો તેમાં પુત્ર દીઠો જેથી તે કહેવા લાગ્યો કે આવી તે કઈ અભાગણી હશે કે આટલા નાના પુત્રને વનમાં મુક્યો અરે પણ હું કેમ ભુલુ છું એતો ઇશ્વરી કુદરત ન્યારીજ છે વખતે શ્રી પ્રભુએ મારા પર પ્રસન્ન થઈ ને તો પોતે તો નહી મૂક્યો હોય ખરેખર એમજ હોવું જોઇયે નહી તો વળી આમ વન વગડે આવો સુકુમાર સુકોમળ પુત્ર કોણ રખડતો મુકે પણ એ તો મારેજ માટે એમ ધારી પેલા પુત્રને ઝોળીમાંથી બ્હાર કાઢી લઇ પોતે પોતાની સ્ત્રીને સોંપ્યો અને સ્ત્રીને સર્વ વાતથી વાકેફ કરી અને ત્યાંથી પેલી ઝોળી તથા પુત્ર લઈ તેઓ આગળ ચાલવા માંડયા હવે આપણે પણ આ જગોએ જરા થોભી જઈ સ્પષ્ટ વિચાર કરવો જોઇએ કે એક તો પતિની વિરૂદ્ધ થઇ હઠ લીધી તેમાં વળી બીજું પુત્રનો પણ વિયોગ થયો અને ત્રીજું પોતાને રાજાને સ્વાધીન થઇ રાજાને ત્યાં જવું પડયું તો સ્ત્રી હઠનાં ફળ કેવાં પાક્યાં ખરેખર હઠ નામ એવીજ દુખ દાયકજ છે હવે આપણે જુવો કે જે પેલા દેવી અનસૂયાજી પેલાં દેવી પેલા ત્રણે દેવોની સેવા ચાકરી કરે છે અને આનંદમાં દીવસો ગુજારે છે જ્યારે સતીના મનને આનંદ છે ત્યારે દેવોને ઉચ્ચાટ છે. તે એજ કે બીચારાઓને નીંદ્રા સરખી પણ આવતી નથી ને સતી તો બીચારાં તેમને ઉછેરવા ઘણી ઘણી યુક્તીયો કરે છે પણ નીષ્ફળ દેવો તો શોશનામાં ને શોશનામાં સોસાઇ જાય છે કારણ કે તે બીચારાઓને રાત્રી દીવસ કાઢવા ઘણાં કઠણ થઇ પડે છે મુળમાં નીંદ્રા દેવી તો પ્રસન્ન થાયજ નહીં તો પછી તે તેમની પાસે તો આવેજ ક્યાંથી જ્યારે આવી રીતે ત્રણે

દેવોની સ્થતી માતાએ જોઈ ત્યારે તેમને ઘણુંજ લાગવા માંડ્યું કે મારી આટલી આટલી મહેનત છતાં દેવોને ઉંઘજ નહી શીં જુલમ ત્યારે દેવીએ પારણુ ગાવું શરૂ કર્યું હવે આ જગોએ વાંચક વૃંદોને સંકલ્પ વિકલ્પ થશેજ તો આપેં જાણવુંજ જોઇએ કે ત્રણે દેવોને આનંદ છેપણ આતો માનસીક લીલા બતાવે છે એટલે એ પ્રમાણે થવુંજ જોઇયે બાકી તે તો સર્વાન્તર અંતરયામી છે.

## પારણું ગાયન.

ઝુલો પુરણ બ્રહ્મ પુરૂશોતમ પ્રીતે પારણે
સંગોત્રી પુરારી હરબ્રહ્મ ત્રણે દેવ,
આજે આનંદને ઓચ્છવરે, મારે આંગણે,
હરીવર ઇચ્છું છું હું, સ્મરણ અંત અંભેવ. ઝુ.
આવ્યાં ઉમંગથી શા, કારણ સતીને બારણે
આ શું થયું અલબેલા, લટકાળા હો લાલ
બ્રહ્માં ઝુલાને પડીયારે, સતીના નામથી,
વાહ વાહ બ્યભુતી ચોળા આશા થયા હેવાલ. ઝુ.
શું સીન્ધુ સુતાએ, નાથજી તમને દુભવ્યા
કે મળીયાં નહી જસોદાજીના પયપાન
ભુધર ભુખ્યાને થઇ આવ્યારે, સતીને આંગણે,
જમજો જુગ્તીથી જુગજીવન, જીવન પ્રાણ. ઝુ.
આધ શક્તી ઉમીયા, હરને કેમ તર છોડીયા,
પ્રીતી પુરણ પલક વિયોગે જાયે પ્રાણ,
આવે શી રીતે રહે શોરે એકલા રાનમા,
જાન જીઝટા વાહની મેહલ્યા કયાં માહારાજ. ઝુલો.
શુભગુણ સાવીત્રી બીજી સમર્થ થઈ કેમ વિસર્યા
કોમળ કમળ શું તકર માથે લાગે કલંક,
પીમલ પથરાશે જગમલો નજશે સુવાસના,

ઙગે નહી ધ્વીજ બાળા રામા રંક. ઝુ.
ત્રીકમ તર છોડુના તનથી વ્હાલા તન છો,
તન મન વારૂં તમ પર ત્રીભુવનના નાથ,
આવો આનંદે ઉછંગે મારે અલબેલડા,
દીયા ધીનાદુ ભાસો રાખું રૂદીયા સાથ. ઝુ.
જોડી જુગતેરે દીશો છો જુગલ કીશોર શોભા ઘણા
ભગુ વિનવે અખંડ દોરી અનસૂયાને હાથ. ઝુ.

હાવી રીતે પોતે તેમને હાલરડાં ગાય છે અને કહેતાં જાય છે હે પ્રભુ તમારે આવા જુદા જુદા રૂપ લઇ આવું તમારે શું કામ કરવું જોઇયે તમો તો અંતરયામી છો એટલે તમારૂં શું અજાણ્યું છે તમારૂં સઘળું જાણી તું છે પણ માહારાજ હુંજ ભુલુ છું ખરેખર ભકતો અને સતીયોની પરીક્ષા લેવાજ આપ આવા રૂપ ધરો છો તે વાસ્તવિક છે કેમકે જયારે સોનું કસોટી પર ચડે છે ત્યારેજ ખરૂં યા ખોટું માલમ પડે છે તેમજ રત્નની પરીક્ષા તો એરણના ઉપર ઘાણના ઘાથીજ થાય છે તેમજ વળી હીરાની પરીક્ષા પણ ઝવેરીનેજ હોય છે. તો ભકતોની પરીક્ષા પણ તમોનેજ હોય છે બાકી જે અજ્ઞાનો છે તેમને તો સોનું પણ સરખું અને કથીર પણ સરખું રતન પણ સરખું અને પથ્થર પણ સરખો તો જેમ એવી અજ્ઞાનતા સર્વ વાળાને સરખું છે તો જે અહંકારી થાય છે તેને પણ સરખુ છે પણ જે સુદ્ધ સોનું છે તેને ગમે તેટલું કસોટીપર લોતો પણ તે કંઇ રંગ બદલશે કદી નહી તેમ હે પ્રભુ હવે મે જાણ્યું કે આપજ આવી રીતે ભકતોને કસોટીયોને કસોટી પર લઈ તેની મહત્વતા વધારો છો પણ જુવો જે એક ટેકથી સીયળ ધારી

સતી અને જે તમારા પરજ શ્રદ્ધા રાખવાવાળો ભક્ત તેને તમો ચાહે તેમ કરી પીડા આપો છો તેથી વિષેશ આપો તો પણ તે કદી નહી ડગે તેતો જે છે તેના તેજ ત્યારે શું કંઈ તમારેથી ભકતોનું ભુંડું થવાનું હતુ નહીજ કારણ કે તમો તો ભકતોની સહાય કરવા વાળા દીન બેલી દયાળ છો તો તમારે આમ સ્ત્રી હઠને તાબે શું કરવા થવું પડયું જ્યારે તમો સ્ત્રી હઠને તાબે થઈ મારી પરીક્ષા લેવા આવ્યા તો હું જરા પણ તમારી યુક્તીમાં ન ફસાતાં ઉલટા તમો જમારી યુક્તીમાં ફસાઇ દુઃખી થાવ છો પણ એતો સર્વ દૈવ ઇચ્છા તમારીજ છે એમ વગર શીયળ સાધ્વીની પરીક્ષા લેવાયજ નહી વળી જ્યારે તમો તાબે થઇને આવ્યા તો મને તો ઉલટો લાભ થયો કે જે મહાન તપસ્વીયો અનંત કાળ સુધી તપશ્ચર્યા કરી પોતાનો દેહ તપાવે છે. તો પણ શ્રી પ્રભુ તમારાં દર્શન તેમને નહીં તો માહારૂં ધન્ય ભાગ્ય કે મને દર્શન દઇ પાવન કરી અને તેની સાથે મારી મનો ભાવના પણ પુરી ને હું તમારી માતા થઇ પણ હું સર્વ સમજું છું વલી તેમાં સ્વયંભુ તથા બ્રહ્માએ તો ઘણા ઘણા તપસ્વીયોને તેમજ અસુરોને કાંમવર આપી તેમની ઇચ્છાઓ પુરી છે. પણ હાવી રીતે કોઈ શીયળ વતીની લાજ લેવા અત્યાર સુધી ગયા નહોતા તે પણ આજે શીયળ વતીની લાજ લેવા આવ્યા પણ મને ખાત્રી છે કે પાર્વતી તેમજ સાવીત્રીયે દબાવ્યા એટલે તેમના તેજમાં દબાઈ અહીં આવ્યા શ્રી પ્રભુનો તો ધર્મજ છે કે જેમ સોનું કસોટી પર ચડે છે ત્યારેજ તે પરખાવ છે તેમજ વળી હીરાની પરીક્ષા પણ ઝવેરીજ કરે તો ભક્તોને પણ કસોટી પર લઇ તેમની પરીક્ષા પણ પોતેજ

કરે જ્યારે તે પરીક્ષામા પરી પુર્ણ શ્રી પ્રભુને સંતોપ આપે ત્યારે તેને મોક્ષ પદ પોતે આપે પણ આપણે તો ઠીક થયું કે દેવીયોયે હઠ લઇ પ્રભુને અહીં મોકલ્યા જેથી દર્શનનો લાભ થયો અને તેની સાથે પુત્ર લાભ પણ થયો એવામાં શ્રી પ્રભુનું મન તે નારદજી હાથમાં વિણા વગાડતા શ્રી પ્રભુનું નામ સ્મરતાં આવે છે અને વિનય પુર્વક માતુશ્રીને પાયે લાગી શ્રી પ્રભુઓની ખબર પુછવા લાગ્યા.

**અ**—આવો આવો મુની પધારો.

**ના**—હેમમમાયા દેવીઅનસૂયા હું આપને દંડવ્રત કરૂં છે

**અ**—અહો રૂપી ચીરંજીવી રહો પધારો પધારો. આપનું કેમ આવા ગમન થયું છે.

**ના**—માતુ શ્રી સાંભળો વિષેશ કરીને તો એટલા જ માટે આવવું પડયું છે કે મારા પીતાઓ અહીં આવેલાછે તે કયાં છે;

**અ**—અહો નારદજી શું આપે ન જોયા; જુવો આપારણામાં રમે છે.

**ના**—અહો પીતાજી હું આપને પાયે લાગું છું અને આપના આ હાલ જોઇ હું ઘણો નાખુશ છું. અને ખેદ પામું છું. ત્યારે ત્રણે દેવો રડીને નારદને સમજાવે છે કહે નારદ તમોએ અમને જેવા રૂપમાં જોયા છે તેવીજ હકીકત તમારી માતાઓને કહેજો.

**ના**—જ્યારે પીતાજીયો મારી પાસે કહેવડાવો છો તો મારે કહ્યા સીવાય છુટકો તો નથી. પણ શું આપ અજાણ્યા હતા; આપનું સર્વ જાણીતું હતું એટલે અહીં આવવુંજ નહોતું. ને માતાની હઠને તાબે પણ નહોતું થવું પણ માતાજીયોયે જરી ડબાવ્યા કે દોડયા જાણે જંગ

જીતવાનો હોય તેમ પણ જો આપ આવ્યા જ નહોત તો આ પુત્ર થઇ પારણે કયારે ઝુલત નાનપણમાં તો ઝુલ્યા હશો પણ ભુલી ગયા હશો એટલે ફરીથી ઝુલવાનું મન થયું એટલે માતાના પુત્ર થઇ રહ્યા છો. કેમ ખરૂં કેની માટે હવે તો માતા અનસૂયાના ખોળામાં રમો જમોને આનંદ કરો જલ્દી જઇશ તો કહીશને ભુલી ગયો તો તમારો બંધન નહી; લ્યો માતુશ્રી હવે મને રજા છે.

**અ**—ભલે કોઇ વખત વળી પધારી પર્ણકુટીકા પાવન કરી દર્શન આપજો..આ બધો પ્રતાપત તમારો છે.

**ના**—નારાયણ. નારાયણ. ભવજલ તારાયણ તારાયણ ભજમન નારાયણ. આવી રીતે શ્રી નારદજી વિષ્ણુનું ચીંન્ત વન કરતા ચાલ્યા જાય છે. ત્યારે પણે લક્ષ્મીજીને શ્રી પ્રભુએ કરેલો વાયદો પુરો થયો છે ને પાછો એક માસ વાયદા પર ચડો છે પણ શ્રી પ્રભુ તરફના કંઇ પણ સમાચાર મળ્યા નથી જેથી તે મહા વિચારમાં પડ્યાં છે. અને ફીકર કર્યા કરે છે કે કેમ થયું હશે એમ વિચાર કર્યા કરે છે ત્યારે પણે સાવીત્રીને પણ વીચાર થવા લાગ્યો કે આ શું તેઓને ગયે છ માસ વિતી ગયા પણ હજુ સધી કંઇ ખર કે ખબર કંઇજ નહીં માટે લાવ લક્ષ્મીજીને પુછું તો ખરી કારણ કે તેઙ મારામાં વડીલ છે માટે વખતે તેમને ત્યાં કંઇ ખબર આવી હશે. એમ ધારી પોતે વૈકુંઠમાં આવી લક્ષ્મીજીને પુછે છે પણ ત્યાં કંઇ ખબર આવી નથી તેથી તે પણ ત્યાં ઉદાસીમાંજ બેસી બંને સોક કરે છે. એવામાં પાર્વતીજી પણ ત્યાં પોતાના પતિની ખબર પુછવા વૈકુંઠમાં આવ્યાં અને બંને જણને ઉદાશમાં જોઇ.

**પા**—કેમ બેનો લક્ષ્મી તથા સાવીત્રી આજ આંમ આટલાં બધાં ઉદાસમાં છો.

**લ**—ના બેન કંઇજ નહી પધારો પધારો:

**પા**—અરે તે તો ઠીક પણ આપણા પતિયોને ગયે ૭ માસ વિતી ગયા છે માટે કંઇક તેમના તરફથી શુભ ખબર આવી છે કે નહીંને તે કહો.

**લ**—ના બેન ના જો વળી એમના તરફથી શુભ ખબર આવી હો તે તો વળી વીવાથી રૂડું શું તો પછી આંમ ઉદાશ થવાનું શું કારણ રહે તે. પણ જેવી તમને તમારા પતિની તેવીજ બીજાંને એતો આપણે ત્રણેને સરખીજ ચીંન્તા પણ જુવો તો ખરા પેલા નારદ મુની આવે છે તેટલામાં નારદજી મુની વીણા વગાડતાં ઇશ્વર સ્મરણ કરતાં સતીયો પાસે આવ્યા.

**ના**—હે જગત માતાઓ હું આપને દંડવત કરૂં છું.

**ત્રણે**—ચીરંજીવી કંઇ તમારા પીતાઓ ગયા છે તેમની શુભ ખબર લાવ્યા છો લાવ્યા હોય તો કહો

**ના**—ના સુભતો નથી અશુભ છે કહો તો કહું નહી તો અહીથી ચાલ્યો જાઉં કંઇ મારે કેવાની મરજી નથી.

**ત્રણે**—નારદ મુની એમ શું બોલો છો જે હોય તે ઝટ કહો. કે અમારી થતી ચીંન્તા મટે ને અંતરમાં લાગેલો અગ્ની ઓલવાય.

**ના**—માતાજી જુવો કહું છું કે ચીંન્તા મટવાની નથી ને અગ્ની ઓલવાવાનો પણ નથી તે તો ઉલટો વધારે શલગશે.

**લ**—અરે નારદજી આ વખતે પણ તમારૂં ટીખલીપણું ના ગયું જરી સમો તો વિચારો.

**ના**—અરે માતુશ્રી મે તો સમો વિચારેલો છે. પણ આપે જ સમો વિચારવાનો હતો જો પેહેલેથી જ સમો વિચાર્યા હોત તો શુભ શુભની જગોએ અશુભ શું કરવા ખબર લાવતપણુ લાચાર કે તમારામાં આગળ મારા વ્હાલાથી પીતાઓનું ચાલ્યુ નહી. અને શીયળ ભંગ કરવા જતાં. તો પોતે અતિ દુઃખી થઈ પડયા.

**લ**—નારદજી આપ જે કંઇ ખબર લાવ્યા હોય તો કહો કારણ કે જેમ જેમ તમે ગુહ્ય બોલો બોલો છો તેમ તેમ અમને વધુ ચીન્તા થાય **છે**

**ના**—હું કહીશ તો ખરો પણ તમો માનવાનાં નથી ને તમને મારાપર વિશ્વાસ **પણ** નથી

**સા**—કેમ ચીરંજીવી એમ બોલ્યા

**ના**—માતુશ્રી જુવો પ્રથમજ મેં તમોને કહેલું કે માતુશ્રીઓ આપ વૃથા અહંકાર ન કરો છતાં આપે મારા બોલવા પર વિશ્વાસ ન આણ્યો અને ઉલટી પીતાઓ પાસે હઠ કરી

**દોહરો**

**પા**—નારદજી હવે હદ થઇ માટે જેવી હોય તેવી ખબર કૃપા કરી આપશો તો હમો તમારાં આભારી થઇશું

**ના**—આવ્યો છું નીજ નેત્રે ન્યાળી કહેવા કેરે કારણે
ત્રણુ દેવ ધરી તન ખેવ બાલક રૂપ ઝુલે પારણે
ત્રણે મળી જાવો ત્યાં સતી પાસે યાચના કરો કારણે
નાથ સુત ભગો કહે વીનવી માગો માફ તો જાય
સતી તમારે વારણે

**લ**—અરે નારદજી આતો તમે કહ્યુ પણ અમને સમજ બરોબર પડી નહી માટે સ્પષ્ટરીને કહી સંભળાવો

**ના**—લ્યો ત્યારે સાંભળો તમારા ત્રણે પતિયો તમ

ઝોળી બાંધી હતી તેના પર ગઇ ને ત્યાં નજીક જઈ જોયું તો તેમાં પુત્ર દીઠો જેથી તે કહેવા લાગ્યો કે આવી તે કઈ અભાગણી હશે કે આટલા નાના પુત્રને વનમાં મુક્યો અરે પણ હું કેમ ભુલુ છું એતો ઇશ્વરી કુદરત ન્યારીજ છે વખતે શ્રી પ્રભુએ મારા પર પ્રસન્ન થઈ ને તો પોતે તો નહી મૂકયો હોય ખરેખર એમજ હોવું જોઇયે નહી તો વળી આમ વન વગડે આવો સુકુમાર સુકોમળ પુત્ર કોણ રખડતો મુકે પણ એ તો મારેજ માટે એમ ધારી પેલા પુત્રને જોળીમાંથી બ્હાર કાઢી લઇ પોતે પોતાની સ્ત્રીને સોંપ્યો અને સ્ત્રીને સર્વ વાતથી વાકેફ કરી અને ત્યાંથી પેલી ઝોળી તથા પુત્ર લઈ તેઓ આગળ ચાલવા માંડયા હવે આપણે પણ આ જગોએ જરા થોભી જઈ સ્પષ્ટ વિચાર કરવો જોઇએ કે એક તો પતિની વિરૂદ્ધ થઇ હઠ લીધી તેમાં વળી બીજું પુત્રનો પણ વિયોગ થયો અને ત્રીજું પોતાને રાજાને સ્વાધીન થઇ રાજાને ત્યાં જવું પડયું તો સ્ત્રી હઠનાં ફળ કેવાં પાક્યાં ખરેખર હઠ નામ એવીજ દુખ દાયકજ છે હવે આપણે જુવો કે જે પેલા દેવી અનસૂયાજી પેલાં દેવી પેલા ત્રણે દેવોની સેવા ચાકરી કરે છે અને આનંદમાં દીવસો ગુજારે છે જ્યારે સતીના મનને આનંદ છે ત્યારે દેવોને ઉચ્ચાટ છે. તે એજ કે બીચારાઓને નીંદ્રા સરખી પણ આવતી નથી ને સતી તો બીચારાં તેમને ઉછેરવા ઘણી ઘણી યુક્તીયો કરે છે પણ નીષ્ફળ દેવો તો શોશનામાં ને શોશનામાં સોસાઇ જાય છે કારણ કે તે બીચારાઓને રાત્રી દીવસ કાઢવા ઘણાં કઠણ થઇ પડે છે મુળમાં નીંદ્રા દેવી તો પ્રસન્ન થાયજ નહીં તો પછી તે તેમની પાસે તો આવેજ ક્યાંથી જ્યારે આવી રીતે ત્રણે

દેવોની સ્થતી માતાએ જોઈ ત્યારે તેમને ઘણુંજ લાગવા માંડ્યું કે મારી આટલી આટલી મહેનત છતાં દેવોને ઉંઘજ નહી શો જુલમ ત્યારે દેવીએ પારણુ ગાવું શરૂ કર્યું હવે આ જગોએ વાંચક વૃંદોને સંકલ્પ વિકલ્પ થશેજ તો આપે જાણવુંજ જોઇએ કે ત્રણે દેવોને આનંદ છેપણ આતો માનસીક લીલા બતાવે છે એટલે એ પ્રમાણે થવુંજ જોઇયે બાકી તે તો સર્વાન્તર અંતરયામી છે.

## પારણું ગાયન.

ઝુલો પુરણ બ્રહ્મ પુરૂશોતમ પ્રીતે પારણે
સંગોત્રી પુરારી હરબ્રહ્મ-ત્રણે દેવ,
આજે આનંદને ઓચ્છવરે, મારે આંગણે,
હરીવર ઇચ્છું છું હું, સ્મરણુ અંત અભેવ. ઝુ.
આવ્યાં ઉમંગથી શા, કારણુ સતીને બારણે
આ શું થયું અલબેલા, લટકાળા હો લાલ
બ્રહ્માં ઝુલાને પડીયારે, સતીના નામથી,
વાહ વાહ વ્યભુતી ચોળા આશા થયા હેવાલ. ઝુ.
શું સીન્ધુ સુતાએ, નાથજી તમને દુભવ્યા
કે મળીયાં નહી જસોદાજીના પયપાન
ભુધર ભુખ્યાને થઇ આવ્યારે, સતીને આંગણે,
જમજો જુગતીથી જુગજીવન, જીવન પ્રાણુ. ઝુ.
આધ શક્તી ઉમીયા, હરને કેમ તર છોડીયા,
પ્રીતી પુરણુ પલક વિયોગે જાયે પ્રાણ,
આવે શી રીતે રહે શોરે એકલા રાનમા,
જાન જીઝટા વાહની મેહલ્યા કયાં માહારાજ. ઝુલો.
શુભગુણુ સાવીત્રી ભીજી સમર્થ થઈ કેમ વિસર્યા
કોમળ કમળ શું તકર માયે લાગે કલંક,
પીમલ પથરાશે જગમલો નજશે સુવાસના,

ડગે નહી ધ્વીજ બાળા રામા રંક. ઝુ.
ત્રીકમ તર છોડુના તનથી વ્હાલા તન છો,
તન મન વારૂં તમ પર ત્રીભુવનના નાથ,
આવો આનંદે ઉછંગે મારે અલબેલડા,
દીયા ધીનાદુ ભાસો રાખું રૂદીયા સાથ. ઝુ.
જોડી જુગતેરે દીશો છો જુગલ કીશોર શોભા ઘણા
ભગુ વિનવે અખંડ દોરી અનસૂયાને હાથ. ઝુ.

હાવી રીતે પોતે તેમને હાલરડાં ગાય છે અને કહેતાં જાય છે હે પ્રભુ તમારે આવા જુદા જુદા રૂપ લઇ આવું તમારે શું કામ કરવું જોઇયે તમો તો અંતરયામી છો એટલે તમારૂં શું અજાણ્યું છે તમારૂં સઘળું જાણી તું છે પણ માહારાજ હુંજ ભુલુ છું ખરેખર ભકતો અને સતીયોની પરીક્ષા લેવાજ આપ આવા રૂપ ધરો છો તે વાસ્તવિક છે કેમકે જ્યારે સોનું કસોટી પર ચડે છે ત્યારેજ ખરૂં યા ખોટું માલમ પડે છે તેમજ રત્નની પરીક્ષા તો એરણના ઉપર ઘાણના ઘાથીજ થાય છે તેમજ વળી હીરાની પરીક્ષા પણ ઝવેરીનેજ હોય છે. તો ભકતોની પરીક્ષા પણ તમોનેજ હોય છે બાકી જે અજ્ઞાનો છે તેમને તો સોનું પણ સરખું અને કથીર પણ સરખું રતન પણ સરખું અને પથ્થર પણ સરખો તો જેમ એવી અજ્ઞાનતા સર્વ વાળાને સરખું છે તો જે અહંકારી થાય છે તેને પણ સરખુ છે પણ જે સુદ્ધ સોનું છે તેને ગમે તેટલું કસોટીપર લોતો પણ તે કંઇ રંગ બદલશે કદી નહી તેમ હે પ્રભુ હવે મે જાણ્યું કે આપજ આવી રીતે ભકતોને કસોટીયોને કસોટી પર લઈ તેની મહત્વતા વધારો છો પણ જુવો જે એક ટેકથી સીયળ ધારી

સતી અને જે તમારા પરજ શ્રદ્ધા રાખવાવાળો ભક્ત તેને તમો ચાહે તેમ કરી પીડા આપો છો તેથી વિષેશ આપો તો પણ તે કદી નહી ડગે તેતો જે છે તે. ના તેજ ત્યારે શું કંઈ તમારેથી ભકતોનું ભુંડું થવાનું હતુ નહીજ કારણ કે તમો તો ભકતોની સહાય કરવા વાળા દીન બેલી દયાળ છો તો તમારે આમ સ્ત્રી હઠને તાબે શું કરવા થવું પડ્યું જ્યારે તમો સ્ત્રી હઠને તાબે થઈ મારી પરીક્ષા લેવા આવ્યા તો હું જરા પણ તમારી યુક્તીમાં ન ફસાતાં ઉલટા તમો જ મારી યુક્તીમાં ફસાઇ દુઃખી થાવ છો પણ એતો સર્વ દૈવ ઇચ્છા તમારીજ છે એમ વગર શીયળ સાધ્વીની પરીક્ષા લેવાયજ નહી વળી જ્યારે તમો તાબે થઇને આવ્યા તો મને તો ઉલટો લાભ થયો કે જે મહાન તપસ્વીયો અનંત કાળ સુધી તપશ્ચર્યા કરી પોતાનો દેહ તપાવે છે. તો પણ શ્રી પ્રભુ તમારાં દર્શન તેમને નહીં તો માહારૂં ધન્ય ભાગ્ય કે મને દર્શન દઇ પાવન કરી અને તેની સાથે મારી મનો ભાવના પણ પુરી ને હું તમારી માતા થઇ પણ હું સર્વે સમજું છું વલી તેમાં સ્વયંભુ તથા બ્રહ્માએ તો ઘણા ઘણા તપસ્વીયોને તેમજ અસુરોને કાંમવર આપી તેમની ઇચ્છાઓ પુરી છે. પણ હાવી રીતે કોઈ શીયળ વતીની લાજ લેવા અત્યાર સુધી ગયા નહોતા તે પણ આજે શીયળ વતીની લાજ લેવા આવ્યા પણ મને ખાત્રી છે કે પાર્વતી તેમજ સાવીત્રીયે દબાવ્યા એટલે તેમના તેજમાં દબાઈ અહીં આવ્યા શ્રી પ્રભુનો તો ધર્મજ છે કે જેમ સોનું કસોટી પર ચડે છે ત્યારેજ તે પરખાવ છે તેમજ વળી હીરાની પરીક્ષા પણ ઝવેરીજ કરે તો ભક્તોને પણ કસોટી પર લઇ તેમની પરીક્ષા પણ પોતેજ

કરે જ્યારે તે પરીક્ષામા પરી પુર્ણ શ્રી પ્રભુને સંતોપ આપે ત્યારે તેને મોક્ષ પદ પોતે આપે પણ આપણે તો ઠીક થયું કે દેવીયોયે હઠ લઇ પ્રભુને અહીં મોકલ્યા જેથી દર્શનનો લાભ થયો અને તેની સાથે પુત્ર લાભ પણ થયો એવામાં શ્રી પ્રભુનું મન તે નારદજી હાથમાં વિણા વગા-ડતા શ્રી પ્રભુનું નામ સ્મરતાં આવે છે અને વિનય પુર્વ-ક માતુશ્રીને પાયે લાગી શ્રી પ્રભુઓની ખબર પુછવા લાગ્યા.

**અ**—આવો આવો મુની પધારો.

**ના**—હેમમમાયા દેવીઅનસૂયા હું આપને દંડવ્રત કરૂં છે

**અ**—અહો રૂપી ચીરંજીવી રહો પધારો પધારો. આપનું કેમ આવા ગમન થયું છે.

**ના**—માતુ શ્રી સાંભળો વિષેશ કરીને તો એટલા જ માટે આવવું પડયું છે કે મારા પીતાઓ અહીં આવેલાછે તે કયાં છે;

**અ**—અહો નારદજી શું આપે ન જોયા; જુવો આ-પારણામાં રમે છે.

**ના**—અહો પીતાજી હું આપને પાયે લાગું છું અને આપના આ હાલ જોઇ હું ઘણો નાખુશ છું. અને ખેદ પામું છું. ત્યારે ત્રણે દેવો રડીને નારદને સમજાવે છે કહે નારદ તમોએ અમને જેવા રૂપમાં જોયા છે તેવીજ હકી-કત તમારી માતાઓને કહેજો.

**ના**—જ્યારે પીતાજીયો મારી પાસે કહેવડાવો છો તો મારે કહ્યા સીવાય છુટકો તો નથી. પણ શું આપ અજાણ્યા હતા; આપનું સર્વ જાણીતું હતું એટલે અહીં આવવુંજ નહોતું. ને માતાની હઠને તાબે પણ નહોતું થવું પણ માતાજીયોયે જરી ડબાવ્યા કે દોડયા જાણે જંગ

જીતવાનો હોય તેમ પણ જો આપ આવ્યા જ નહોત તો આ પુત્ર થઇ પારણે કયારે ઝુલત નાનપણમાં તો ઝુલ્યા હશો પણ ભુલી ગયા હશો એટલે ફરીથી ઝુલવાનું મન થયું એટલે માતાના પુત્ર થઇ રહ્યા છો. કેમ ખરૂં કેની માટે હવે તો માતા અનસૂયાના ખોળામાં રમો જમોને આનંદ કરો જલ્દી જઇશ તો કહીશને ભુલી ગયો તો તમારો બંધન નહી; લ્યો માતુશ્રી હવે મને રજા છે.

**અ**—ભલે કોઈ વખત વળી પધારી પર્ણકુટીકા પાવન કરી દર્શન આપજો..આ બધો પ્રતાપત તમારો છે.

**ના**—નારાયણ. નારાયણ. ભવજલ તારાયણ તારાયણ ભજમન નારાયણ. આવી રીતે શ્રી નારદજી વિષ્ણુનું ચીંન્ત વન કરતા ચાલ્યા જાય છે. ત્યારે પણે લક્ષ્મીજીને શ્રી પ્રભુએ કરેલો વાયદો પુરો થયો છે ને પાછો એક માસ વાયદા પર ચડો છે પણ શ્રી પ્રભુ તરફના કંઇ પણ સમાચાર મળ્યા નથી જેથી તે મહા વિચારમાં પડ્યાં છે. અને ફીકર કર્યા કરે છે કે કેમ થયું હશે એમ વિચાર કર્યા કરે છે ત્યારે પણે સાવીત્રીને પણ વીચાર થવા લાગ્યો કે આ શું તેઓને ગયે છ માસ વિતી ગયા પણ હજુ સદ્ધી કંઇ ખર કે ખબર કંઇજ નહીં માટે લાવ લક્ષ્મીજીને પુછું તો ખરી કારણ કે તેહ મારામાં વડીલ છે માટે વખતે તેમને ત્યાં કંઇ ખબર આવી હશે. એમ ધારી પોતે વૈકુંઠમાં આવી લક્ષ્મીજીને પુછે છે પણ ત્યાં કંઇ ખબર આવી નથી તેથી તે પણ ત્યાં ઉદાસીમાંજ બેસી બંને સોક કરે છે. એવામાં પાર્વતીજી પણ ત્યાં પોતાના પતિની ખબર પુછવા વૈકુંઠમાં આવ્યાં અને બંને જણુને ઉદાશમાં જોઇ.

**પા**—કેમ બેનો લક્ષ્મી તથા સાવીત્રી આજ આંમ આટલાં બધાં ઉદાસમાં છો.

**લ**—ના બેન કંઇજ નહી પધારો પધારોઃ

**પા**—અરે તે તો ઠીક પણ આપણા પતિયોને ગયે ૭ માસ વિતી ગયા છે માટે કંઇક તેમના તરફથી શુભ ખબર આવી છે કે નહોંને તે કહો.

**લ**—ના બેન ના જો વળી એમના તરફથી શુભ ખબર આવી હો તે તો વળી વીવાથી રૂડું શું તો પછી આંમ ઉદાશ થવાનું શું કારણ રહે તે. પણ જેવી તમને તમારા પતિની તેવીજ બીજાંને એતો આપણે ત્રણેને સરખીજ ચીંન્તા પણ જુવો તો ખરા પેલા નારદ મુની આવે છે તેટલામાં નારદજી મુની વીણા વગાડતાં ઇશ્વર સ્મરણ કરતાં સતીયો પાસે આવ્યા.

**ના**—હે જગત માતાઓ હું આપને દંડવત કરૂં છું.

**ત્રણે**—ચીરંજીવી કંઇ તમારા પીતાઓ ગયા છે તેમની શુભ ખબર લાવ્યા છો લાવ્યા હોય તો કહો

**ના**—ના સુભતો નથી અશુભ છે કહો તો કહું નહી તો અહીથી ચાલ્યો જવું કંઇ મારે કેવાની મરજી નથી.

**ત્રણે**—નારદ મુની એમ શું બોલો છો જે હોય તે ઝટ કહો. કે અમારી થતી ચીંન્તા મટે ને અંતરમાં લાગેલો અગ્ની ઓલવાય.

**ના**—માતાજી જુઓ કહું છું કે ચીંન્તા મટવાની નથી ને અગ્ની ઓલવાવાનો પણ નથી તે તો ઉલટો વધારે શલગશે.

**લ**—અરે નારદજી આ વખતે પણ તમારૂં ટીખલીપણું ના ગયું જરી સમો તો વિચારો.

**ના**—અરે માતુશ્રી મે તો સમો વિચારેલો છે. પણ આપે જ સમો વિચારવાનો હતો જો પેહેલેથી જ સમો વિચાર્યો હોત તો શુભ શુભની જગોએ અશુભ શું કરવા ખબર લાવતપણ લાચાર કે તમારામાં આગળ મારા વ્હાલાથી પીતાઓનું ચાલ્યુ નહી. અને શીયળ ભંગ કરવા જતાં. તો પોતે અતિ દુઃખી થઈ પડયા.

**લ**—નારદજી આપ જે કંઇ ખબર લાવ્યા હોય તો કહો કારણ કે જેમ જેમ તમે ગુહ્ય બોલો બોલો છો તેમ તેમ અમને વધુ ચીન્તા થાય છે

**ના**—હું કહીશ તો ખરો પણ તમો માનવાનાં નથી ને તમને મારાપર વિશ્વાસ પણ નથી

**સા**—કેમ ચીરંજીવી એમ બોલ્યા

**ના**—માતુશ્રી જુવો પ્રથમજ મેં તમોને કહેલું કે માતુશ્રીઓ આપ વૃથા અહંકાર ન કરો છતાં આપે મારા બોલવા પર વિશ્વાસ ન આણ્યો અને ઉલટી પીતાઓ પાસે હઠ કરી

**દોહરો**

**પા**—નારદજી હવે હદ થઇ માટે જેવી હોય તેવી ખબર કૃપા કરી આપશો તો હમો તમારાં આભારી થઇશું

**ના**—આવ્યો છું નીજ નેત્રે ન્યાળી કહેવા કેરે કારણે
ત્રણ દેવ ધરી તન ખેવ બાલક રૂપ ઝુલે પારણે
ત્રણે મળી જાવો ત્યાં સતી પાસે યાચના કરો કારણે
નાથ સુત ભગો કહે વીનવી માગો માફ તો જાય
સતી તમારે વારણે

**લ**—અરે નારદજી આતો તમે કહ્યુ પણ અમને સમજ બરોબર પડી નહી માટે સ્પષ્ટરીતે કહી સંભળાવો

**ના**—લ્યો ત્યારે સાંભળો તમારા ત્રણે પતિયો તમ

રી હઠને તાબે થઇને અનસૂયાનું શીયળ ભંગ કરવા ગયા તો ખરા પણ તેમના શીયળનું ભંગ ન થવા દેતાં તેમની રચેલી સર્વ યુક્તીયોમાં અનસૂયા ફાવી જઇ ઉલટા બાળબનાવી પોતાના પુત્ર કરી રાખી હમેશા તેમની સેવા ચાકરી કરી પારણે ઝુલાવે છે ને દેવો પણ ખુશીથી પારણામાં રમ્યા કરે છે જ્યારે આવું ત્રણેએ સાંભળ્યું કે તર્ત મુર્છીત થઈ ઢળી પડયાં ત્યારે નારદે આશ્વાસન કરી ત્રણેને ઉઠાડયાં અને કહ્યું કે હવે તમો ત્રણે જણ ત્યાં જાવ અને સતી પાસે તમારો અહંકાર દુર કરી નમ્રતાથી તેમની પાસે માફ માગો કે જેથી તમારા પતિયો ને મારા પીતાઓ ઘેર આવે

**લ**—નારદ અમે તમારૂં કહેવું ના માન્યું તેનાજ આ ફળ.

**પા**—હા હા બેહેનો આપણુને આપણા પતિઓએ ઘણું સમજાવ્યાં છતાં આપણેજ હઠીલીયોયે માન્યું નહી તો હવે શોક કરવાથી શો ફાયદો

**સા**—એ આપણી સ્ત્રી હઠનેજ હજારો ધીક્કાર છે કે જેણે આપણુને કશુ ન સુજવા દેતાં પતિઓની આવી દશા કરી અને આપણુને પતિ વિયોગ કરાવ્યો એ હઠનાં જ઼ફળ છે માટે હવે શોક ન કરતાં નારદનું કહેવું માની કંઇક યુક્તી શોધો કે પતિઓ ઘેર આવે કહો નારદજી હમારે કેમ કરવું

**ના**—કરવાનું બીજું કાંઇ નથી જુવો તમો ત્રણે યોગીની કાયા ધરી ત્યાં જાવ અને માતાજીને નમ્રતાપુર્વક વિનવો એટલે તે તમારી વીનવણી સાંભળી પ્રસન્ન થશે અને તમારા પતિયોને હતા તેવાજ સોંપસે પણ જો વળી તમે કાંક ત્યાં એમની સાથે જેમ પીતાજીયો જોડે બાઝયાં

તાં તેમ બાઝતાં નહી તો પીતા બાળકો અને માતા બાલકીયો એમ ન થાય ત્યાંતો બહુ નમ્રતા અને સભ્યતા પુર્વક વર્તવાનું છે જો તે પ્રમાણે તમારામાં વર્તવાની શક્તી હોય તો જજો નહીંતો અહીંથીજ બેશી રહેજો કારણ કે મારે તો એક આશરો ગયો છે ને વળી કાંક તમે પણ ત્યાં જઇ વધતું ઓછું બોલોતો હું તો માતા પીતા વગર નો થઇ બેસું.

ત્રણે—નારદ હવે વારંવાર તે તેમ થાય ટુંકામાં એટલુંજ કે તો હમે તમારૂં કહેવું આગળથી માન્યું હોતે તો તમારો બોલવાનો અને અમારો સાંભળવાનો વખત ના આવત પણ એ સૌ હઠનાંજ ફળ પણ હમે ત્યાં જવાના રસ્તાથી અજાણ્યા છીએ તેનું કેમ.

ના—રસ્તો એકજ છે. અહીંથી પુર્વ દીશામાં ચાલવા માંડયું કે આગળ જતાં એક પર્ણકુટીકા તમારી નજરે પડશે તેજ પર્ણકુટીકા તેજ અનસૂયા દેવીની છે ત્યાં બીજા કોઇની પર્ણકુટીકા નથી. લ્યો હવે હું રજા લઉછું.

ત્રણે—ભલે પધારો જ્યાં નારદને રજા મલી કે ત્યાંથી પોતે શ્રી વીશંભરનું સ્મરણ કરતાં ત્યાંથી વિદાય થયા.

સા—કેમ બેન પાર્વતીજી હવે કેમ કરીશું.

લ—કેમ કરીશું શું આપણે ત્યાં જવું અને સતી પાસે વીનયપુર્વક સતી પાસે માફી માગી આપણા પતિયો માફ માગી લઇ આપણે પતિયોને લઇ આવવા એતો હાથના કર્યા હૈયે વાગ્યાં તો હવે આપણે તે દુઃખ સહન કરવું તેમાં શું નવાઇ.

સા—હા બેન તારૂં કેવું ખરૂં છે હાથે કરી પગમાં કોવાડો માર્યો તો તે કેમ પાક્યા વગર રહે એવો જાણી

જોઇનેજ દુઃખ હોરી લીધું છે તો તે ભોગવ્યા સીવાય ક્યાં છુટકો છે.

પા—તમારા સર્વેનું કહેવું ખરૂં છે પણ જો આપણે પહેલાંથી એવું શીયળ અભીમાન ન ધરાવ્યું હતે ને માંહો માંહે કજીયો ન કર્યો હતે તો આમાંનું કંઇજ નોતુ પણ આતો જગતમાંની ચુંધાલવાનું સર્વેને થયું કારણ કે શ્રી હઠને તાબે દેવ થયા તો પૃથ્વીના માણસો કેમ પોતાની સ્ત્રીયોને તાબે નહી થાય વલી તે તો ઠીક પણ તે શીયળવતીયે તેમને બાળક બનાવ્યા તો જ્યારે ત્યારે એ વાત જગ જાહેર થશે વખતે તેમાં આપણુને કેટલું બધું શરમ ભરેલું થઈ પડશે કારણ કે આપણેજ અહંકારી થયાં તો તે મનુષ્ય સ્ત્રીયો કેમ નહીં કરશે.

લ—તે તમારૂં કહેવું ખરૂં છે પરંતુ જ્યારે પૃથ્વીના મનુષ્યો આપણો વાદ કરશે તો તેની સાથે એમ કેમ વિચાર નહીં લે કે જ્યારે તેતો દેવીયો હતી ને તેમને અહંકાર કર્યો તો તેમનો અહંકાર કેટલી વાર ટકયો અને હઠનો વાદ લેશે તો આપણી હઠના આપણુને કેવા લાભ મળ્યા છે તેટલો તો તે વિચાર લેશે અને જ્યારે કંઇપણ વિચાર નહીં લેશે તો જેવો આપણો ગર્વ ટક્યો તેવો તેમનો ટકશે કારણકે આજથી આપણુને પણ ખબર પડી કે શ્રી પ્રભુને અહંકાર વ્હાલો નથી માટે તેમને શેરને માથે સવાસેર કરીજ મુક્યા છે. હઠ કદાચીત કરશે તો તે જેવાં દેવીયો કમાયા તેવાં વલી તે કમાસે માટે ચાલો હવે આપણે તૈયાર થાવ કે ઝટ જઇયે એમ સર્વે માંહોમાંહે સંતોશી પોત પોતાને સ્થાનકે ગયા.

# પરીચ્છેદ દશ.



વે જુવો જ્યારે દેવીયો પોત પોતાને સ્થાનકે ગયાં ત્યારે આપણે પણ જરાક હવે વિચાર કરવો જોઇયે કે જ્યારે આ પ્રમાણે દેવીયોયે અહંકાર કર્યો. ને હઠ લીધી ત્યારે તેમનો અહંકાર શ્રી પ્રભુએ અનેક યુક્તી પ્રયુક્તી કરી તેમનો અહંકાર ઉતાર્યો અને હઠનાં ફળ તેમને બતાવ્યાં. તેજ પ્રમાણે આગળના વખતમાં લંકાપતિ રાવણ ભસ્માસુર દુર્યોધન બાણાસુર વિશ્વામીત્ર એવા આદીક રાજાઓ તેમજ અસુરો રૂષીયોયે પણ હંકાર કરેલા ત્યારે તેઓના હંકારો પળમાં ઉતાર્યા જ્યારે એવા એવા મોટા મોટા મહાત્મા આદીકોને અભીમાન થયા અને તેમના અભીમાન પ્રભુએ ઉતાર્યા તો આપણે તો મનુષ્ય માત્ર નામનાજ બાકી તે જેવા અભીમાની હતા તો મોટા મોટા હતા ને તે વળી કેવા કે ધારે તે કરી શકે ને આપણાથી તો કંઈ ન બને તો તેવા ઠેકાણે પડી ગયા તો આપણે તે શી વીશાતમાં માટે ભરત ભુમીના: ભાઇયો આપણે પણ આગલા મોટા મોટા પુરૂષોના દાખલા લેવા જોઇયે અને સદાકાળ અભીમાનથી દુર રહી કેવળ નીષપક્ષપાતપણે શ્રી પ્રભુની ભક્તી કરવી જોઇયે કે આપણી કર્ણી પ્રમાણે શ્રી પ્રભુ પણ પ્રસંન રહે અને જેવી રીતે અનસૂયાને દર્શન આપી પાવન કર્યા તેવીજ રીતે હમેશાં પ્રભુને વીનવવું કે હે પ્રભુ અમને પણ તે પ્રમાણે દર્શન આપી તમારા ચરણ કમલમાં રાખો ભાઈયો કરેલી શ્રી પ્રભુની સેવાનું ફળ જવાનું નથી જેમકે આગ-

ળના વખતમાં એક શહેર હતું ને ત્યાં રાજા રાજ્ય કરતો હતો પણ તેના શરીરે રક્તકોડનો આજાર થયો હતો તેથી તેના શરીરમાંથી એવી દુર્ગંધ મારતી હતી કે ત્યાં કોઇથી જઈ શકાતું નહોતું ને બધા દુર રહેતા રાજાએ તે દરદ મટાડવા માટે ઘણા ઘણા ઈલાજો કર્યા પણ કોઇથી તેને સારૂં થયું નહીં::છેવટે તેણે કંટાળીને ઘણા વૈદ્યોને ભેગા કર્યા અને પોતાને સારૂં કરવા માટે કહ્યું પણ વૈદ્યો તો લાચાર કે બધાએએ એકેક વખત દવા અજમાવી હતી તેથી કંઈ ફાયદો થયો નહોતો તેથી વૈદ્યો બીલકુલ બોલ્યા નહીં એટલે રાજા એકદમ ક્રોધા આવેશમાં આવી જઇ કહેવા લાગ્યો કે અરે તમે વૈદ્યો છો કે કુંભાર છો આમ કેટલા દીવસથી હું દુખી થાઉ છું તે શું તમોને ખબર નથી બસ:બાર દીવસમાં તમો સર્વ મળી સારૂં કરો નહીં તો તમને દેહાંત દંડની શીક્ષા કરવામાં આવશે આવું કહી એટલે આવેલા વૈદ્યોએ કહ્યું કે રાજન એ બાબતમાં હમો તમોને આવતી કાલે જવાબ આપીશું એમ કહી તેવો સર્વ વિદાય થયા અને રાત્રે વાળુ પાણી કરી એક જગોએ ભેગા થઇ વિચાર કરવા લાગ્યા કે હવે કેમ કરવું કારણ કે બાર દીવસમાં સારૂં ન થાય તો આપણને દેહાંત દંડની શીક્ષા કરે ને હવે આપણી પાસે એવી દવા પણ નથી કે બાર દીવસમાં આરામ થાય ત્યારે તે વૈદ્યોના ટોળામાં એક વૃદ્ધ અને ઘણો જુનો કે જેની પેઢી દર પેઢીથી તે વૈ-દ્યોનો ધંધો તેમને વેરજ હતો તે બોલી ઉઠયા કે ભાઈ જો તમો કહો તો હું એક ઉપાય બતાવું કે તે એવો કે બાર દીવસ રાજા ના બોલેલા ને તેનાજ મોંમાં રહે અને આપણને શીક્ષા પણ ન થાય ત્યારે સર્વેએ કહ્યું કહોને ત્યારે વૃદ્ધ બોલ્યા કે આપણે સર્વે કાલે રાજા પાસે જઈ

કહેવું કે જે માનસરોવરપર રાંજહંસ રહે છે ને તે હમેશાં મોતીનો ચારો ચરે છે તે હંસને પકડી મંગાવી તેનું તેલ કાઢી ચોપડો તો ચાર દીવસમાં સારૂ થાય જ્યાં પેલા ભુજરંગ વૈદે એમ કહ્યું કે તરત પેલા તે વાત બધાને પસંદ પડી અને બીજે દીવસે સર્વએ જઇ તે પ્રમાણે રાજાને કહ્યું કે કંઇ રાજાને પારધીયો સોધવા જવા પડે તેમ નોતા તરતજ પેલા પારધીયોને બોલાવી તરત આજ્ઞા કરી કે તમો હાલને હાલ જઇ માનસરોવરપરથી રાજહંસને પકડી લાવી મારી સમક્ષ હાજર કરો જ્યાં રાજાની એવી આજ્ઞા થઈ કે ત્યાંથી તેજ વખતે પેલા પારધીયો માનસરોવરપર જવા નીકળી પડ્યા અને કેટલેક દીવસે ત્યાં આવ્યા ને હંસો જોયા હવે તે પારધીયો હંશોને પકડવા યુક્તી પ્રયુક્તીયો ઘણી કરી પણ તે સર્વ નીષ્ફળ થઈ હવે માનસરોવર મોટું તીર્થ છે ને ત્યાં અનેક સાધુ સંતો હમેશાં કાયમ રહે છે. અને જાત્રાળુઓ જ્યારે જાત્રા જાય છે ત્યારે તેઓ પણ ત્યા જઇ રહેતા સાધુ સંતોના દર્શનનો લાભ લે છે તેજ પ્રમાણે ત્યાં જેટલા હંસો રહેતા તે ત્યાં જે રહેનારા હંમેશ સાધુ સંતોનો વિશ્વાસ કરતા અને કોઈ બીજા જાય કે તરત ઉડી જતા આ પ્રમાણેની ચર્ચા પેલા ગયેલા પારધીયોયે જોઇ અને જ્યારે કોઈ યુક્તીમાં ન ફાવ્યા ત્યારે તેમની ચર્ચા જોઇ સમજ્યા કે જે અહીં હંમેશના સાધુઓ રહે છે તેને રાજહંસો ધીરાદે છે બાકી બીજા કોઇ અજાણ્યાઓને તો જોતાંજ ઉડી જાય છે માટે આપણે પણ અહીંયા કોઈ સાધુ પાસે સાધુ દશ પંદર દહાડા રહી પછી જોઇ લઈશું એમ નીર્ણય કરી તેવો એક સાધુ પાસે રહ્યા અને ભગવાં કપડાં લંગોટ

ટીલાં ટપકા વગેરે સારી રીતનો ઢોંગ મચાવા લાગ્યા એમ એ ચાર દીવસ રહ્યા એટલે પેલા હંસાને તેમનાપર પણ વિશ્વાસ આવ્યો અને જે પ્રમાણે બીજા સાધુઓને જોતાં ઉડતાં નોતાં તેમ આમને પણ જોઇ ઉડવું બંધ કર્યું ત્યારે હવે ત્યાં જે હંસો રહેતા હતા તેમાં એક હંસ હંસલીનું જોડું મહા ભક્તીવાન હતું તે જોડાને દરરોજ એવી ટેવ હતી કે જેમ મનુષ્ય યાત્રાએ અગર દર્શને નીકળે છે ને જેવી રીતે સાધુ સંતોને તથા દેવોને મળે છે તેવીજ રીતે આ હંસ હંસલી પણ નીત્યાન પ્રભાતમાં ત્યાં રેહેતા સર્વે સાધુની પાસે જઇ પોતાની ડોક નમાવતાં કારણકે એમને કંઇ વાચા નોતી તેમ કંઇ માણસ નોતાં પણ માણસ જેવું જ્ઞાન નહતું માટે તેઓ તે પ્રમાણે હમેશાં વર્તતા જુવો આ જનાવરમાં પણ કેવુ જ્ઞાન છે. હવે પેલા પારધીયોને પાંચ સાત દીવસ થયા એટલે તેઓએ પણ જુદું આસન માંડયું એટલે પેલો હંસ હંસલી સર્વેને નમી ત્યાં નમવા આવ્યાં કે તરત પેલા પારધીયોયે ઝડપ મારી પકડી લીધાં એટલે હંસ હંસલીના પેટમાં ફાળ પડી અને પેલા પારધીયો તો રાજી રાજી થઈ ત્યાંથી તરત ચાલતા થયા તે કેટલીક મુદતે ત્યાં પોતાના શહેરમાં આવી પ્હોચ્યાં અને હંસ હંસલીને રાજાને સ્વાધીન કર્યાં હવે જે વખતે પેલા પારધીયોયે હંસ હંસલી પેલા રાજાને સ્વાધીન કર્યાં તે વખતે રાજાએ તેમને પાંજરામાં પુરાવી જનાવર ખાને મોકલી આપ્યાં તથા રાત પડી એટલે હંસલી હંસને કહે છે કે સ્વામીનાથ જરૂર આ દગો થયો અને સાધુરૂપે પારધીયોએ તો આપણને પકડ્યાં તેમ વલી મેં જોયું તો રાજાને રકતકોડનો મરજ છે તેથી તે આપણને પીલાવી

તેલ કહાડશે અને પોતાના શરીરે ચોપડશે ત્યારે હંસે કહ્યું કે જે ભાવી પ્રબળ હશે તે થશે માટે શ્રી પ્રભુનું ભજન કર આપણે આપણી દેહની ચીંન્તા રાખવાની નથી કારણકે જ્યારે "અંદરનો અમર ગયો કે નાશવંત ખોલીયું ગમે ત્યાં રખડતું થવાનું માટે આપણેને દેહને કંઈ સગાઇ નથી અમર તો: "શ્રી પ્રભુ" સાથે સગાઇ રાખે છે કારણ કે જ્યારે તે અંદરથી નીકળે છે તેવોજ પહેલો શ્રી પ્રભુની હજુરમાં જાય છે.

**હં**—પણ આપ જે અમર કહોછો તે કીયો.

**હંસ—હે** પ્રીયા આજે બોલે છે તે વાત કરેછે તે જ અમર આતમારામ

**હંસલી**—તેની મને ખાત્રી કેમ થાય.

**હં**—જો તને ખાત્રી નહીં થતી હશે તું હું તને કરી આપીશ પણ હાલતો પ્રભુનું ભજન કર કે કદાચ સવારે તને અને મને પીલે તો પણ શ્રીપ્રભુની હજુરમાં રહેવાનું મળે એટલે વારંવાર જે અવતાર લેવા પડે છે તે ન લેવા પડે અને મોક્ષ ગતી થઇયે.

**ભજન.**

રક્ષા રામ સીતા સુવાસીરે  
હંસ હંસલી કહે છે પોકારીરે,  
વારે આવો ગરૂડ ગીરધારી.  
હું છું તમારો, આ પ્રીયા તમારી;  
રહી નાથ તમને તો સંભારીરે. વારે.  
માસી પુતનાને પોતેજ મારી,

કુબજ્યાને કીધી છે નારી. વા.
અજામેલજે પાપનો ભરીયો,
એક નાંમ લેતાં ભવસીંધુ તરીયો;
પેલી ગુણકા રહીછે જખમારીરે,
તમે સ્હાયે ધાયાછો મોરારીરે. વા.

લંકાપતિ રાવણ રણમાંજ રોળ્યો,
સુધન્વાને તાતે તેલમાંજ બોળ્યો;
ભગવાન કહે તેલકડા દીધી છે ઠારીરે,
તેવી સ્હાય કરો હમારીરે. વા.

આવી રીતે તેવો ઇશ્વર સ્તુતી કરે છે. ત્યારે શ્રી પ્રભુને વૈકુંઠમાં ચીંતાં થઇ કે આ બીચારા મારા નીર્દોષ ભકતોને સવારે આ દુષ્ટ રાજા પીલી નાંખી મારી નાંખશે તો મારા બાનાની પત જશે એમ ધારી પોતે વૈદનો વેશ લઈ પ્રભાત થતાંજ તે શહેરમાં આવ્યા અને બુમ પાડવા લાગ્યા કે હરેક જાતના રોગની લયો દવાઈ આમ બુમો પાડતા પાડતા ઠેઠ રાજ મહેલ આગળ આવ્યા એટલે પેલા રાજાએ તરત પેલા વૈદને બોલાવ્યા અને કહ્યું હે વૈદરાજ આ મારા શરીરને સારૂં થાય એવી ઔષધી આપો વૈદે કહ્યું દવા હું આપું છું ને તને સારૂ પણ હમણાંજ કરૂં છું પણ પેલા જે બે હંસ હંસલી છે તેને હમણાને હમણાજ છોડી દે તે ઉપરથી રાજાએ તરત જ તેને છોડી દીધાં એટલે હંસ હસલી ઇશ્વર સ્મરણ કરતાં ઉડી ગયાં અને પણે જયાં શ્રી પ્રભુએ દવા આપીને પેલા રાજાએ શરીરે ચોપડી કે તરતજ કંચન જેવી કાયા થઈ રહી એટલે રાજા પગે લાગી બોલ્યો કે માહારાજ માંગો તે આપુ ત્યારે વૈદરૂપી પ્રભુ બોલ્યો કે મારે કંઈ

રૈયત પણ પેલા પારધી અને હંસનો ચીતાર જોઈ જે પ્રમાણે વૈદ્દે આજ્ઞા કરી હતી તે પ્રમાણે વર્તવા લાગ્યા જેથી સઘળા સુખી થયાં. તો હવે પ્રભુ કેમ મહેનતનું ફળ નથી આપતા એમ કહેવાય. માટે સર્વ એ અભીમાન તજી ઇશ્વર ભક્તીપર ભરોંસો રાખી જે કાર્ય કરવું તે કરવું.

ત્યારે હવે પેલી બ્રાહ્મણીને જે પેલો રાજા લઈ ગયો છે. ને તેના કહેવા પ્રમાણે રાજાએ મહેલ તથા શીવાલય તો બંધાવીને સદાવ્રત આપવું શરૂ કર્યું. હવે પેલી બ્રાહ્મણી વિચાર કરે છે કે પતિ મળવાની યુક્તી તો મેં રચી છે પણ ઇશ્વરની મરજી હોશે તો વરશ દીવસમાં પતિ સાથે મલીશ નહીતો એક ભવમાં બે ભવ કરવા પડશે. હે વિશંભર જગતપ્રતિપાળ દીન દયાળ મારી વ્હારે ચડોને પાપીની જાળમાંથી મુક્ત કરો પતિ સાથે મેળવો હરી મેંતે શું પુર્વે પાપ કર્યાં હશે કે મારી એવી મતી થઇ ને મેં આ કૃત્ય કર્યું. હરી હરી આવે તો તારો આશરો છે. હે પ્રભુ પણ મને ધીરજ રહેતી નથી કે મારૂં શું થશે હે અશરણાશરણ જરૂર એ પાપી પોતાની મુદત પુરી થયે મારા શીયળનો ભંગ કરી લાજ લેશે. અરે મેં આટલી ઉમરમાં કોઈ પર પુરૂષ સાથે વાત પણ નહી કરેલીને સ્પર્શ તો ક્યાંથી કર્યો હોય તો તે મારે આજ વાત કરવાનો વખત આવશે અરેરે પૃથ્વી માતા જો એમજ હોય તો તે વખત આવતાં પહેલાં મને માર્ગ આપો કે હું સમાઈ જાવું હરી હરી આવા નીચ-ચાંડાળ કૃતધ્ની રાજાઓને જીવાડી ના હક ભૂમીને શીદ ભારે મારો છો હરી હરી મારી લજ્યા રાખવા વાળા તમે છો.

## ગાયન.

### અરે આ અબળાનો.

મારા રહ્રય તણા આધાર વારે વ્હેલા ચઢોરે,
વિનવી, કહુ, હુ, વારંવાર ગરૂડ ચઢી સ્હાય કરોરે,
પતિ વિયોગીની, નાર, આ, ફંદરોજ......કરે,
વ્હાલા વિભુ, વીનાના આજ, દુખડાંકો......ણુહરે
વિઠલા ચઢોની થાયે વાર, વારેરે. મા.

માત કુન્તા વન ભટકતાં સત્યને નવ છોડતાં
વળી દ્રુપ્તા સંકટ છતા નીજ ટેકને ન તોડતાં
તે સતીયો કેરી સ્હાય કીધી પ્રભુ પાપીના મુખ મોડનાં
તે શીયળસતી સાધ્વીને પણુ સગે પ્રભુ જોડતા મારા

આ પ્રમાણે પેલી બ્રામણી દરરોજ આક્રંદ કર્યા કરે છે ત્યારે પેલો બ્રામણ પાણી લઇ આવી પોતે જ્યાં આગળ સ્ત્રીને બેસાડી છે જ્યાં આવી સ્ત્રીને નહીં જોવાથી કહેવા લાગ્યો કે જો રાંડની દયા જાણી તો રાંડ મને મુકી નાસી ગઇ ખરે ખરે જેને એવી સ્ત્રી મળે તેના તો પુરા ભોગ સમજવા આમ કરતો તો તે ત્યાં કાકા બલીયે ગયાં ને ત્યાં પણુ જયારે તે યોગની સ્ત્રીને જોઇ ત્યારે સમજ્યો કે એ જરૂર તૃષ્ટાથી પીડાની સ્વર્ગ ગઇ તે ખોલીયાનું કોઈ જનાવર ભક્ષણુ કરી ગયું હશે માટે હવે મારે પણુ ઘેર જઇ શું કરવું છે એમ ધારી પોતે પણુ સાધુ થઇ ગામે ગામ ભટકતો રહ્યો.

### છપ્પો.

જે ઘેર કર્કશા નાર સ્વામીને સુખ નવ આપે
જે ઘેર કર્કશા નાર હમેશાં તે તો સંતાપે
જે ઘેર કર્કશા નાર ભોગનો પુરણુ મલીયા

જે ઘેર કર્કશા નાર સુખ સર્વે ટલીયા
કર્કશા નાર જેને મળી પુરણ તેના પાપ છે
ભગવાન કહે સાચુ વદુ દુઃખ તેને અમાપ છે

હવે આમ તે ત્યાં દુખી થઇ ફર્યા કરે છે અને પણે બ્રાહ્મણીનો પણ વરશ દીવસ પુરો થવામાં ફક્ત બે ચાર દીવસ બાકી છે એટલે રાજા પોતે ત્યાં આવે છે અને પેલી બ્રાહ્મણીને કહે છે. પ્રીયા હવે તમારો વરષ દીવસ પુરો થવા આવ્યો છે.

સ્ત્રી—હા રાજન પુરો થવા આવ્યો છે તો હું કઇ ના કહેતા નથી.

રા—પણ પ્રીયા હવે મારાથી રહેવાનું નથી માટે હવે બે ચાર દીવસ આમ કે આમ જો મેં તને દુર કરૂં છું પણ તું જરા પણ અંદરથી ખસતી નથી માટે માટે મારૂં કહેવું માની જાવ.

**ગાયન**

તુને પ્રીતકા વાયદા કરકે.

જ્યારથી જોઈ મેં તુજને પરી સ્મરણુમે છે થઇને અરી
અમૃત દ્રષ્ટી કરતું ઘેલી રહી હૃદયવશી પ્રીયા તું તો ખરી જય
જરી આંખ મારી તું બોલને નાર તારાપર સઘળું રાજખુવાર
લટકે મટકે આવ આવાર ગુલ પરી તુ મદનાભરી હાં સ્મર૦
પટરાણી પદ પ્રેમદા લો થોડે શુશીલા સમજી લો
તો સુજથીજ રંગજ માણીલો કેમ મતી વ્હાલી ત્હારા ફરી સ્મ
માનુની વશ થયો છું ખરે માર્યા છે મોહના બાણ અરે
પુષ્પ વેળી શું શતાવે અરે મૃગ નયણી હાથ મીલાવો જરી

સ્ત્રી—રાજા બ્હાદુર આ કંઇ રીત તમારી સારી ન કહેવાય કેમ કે મારે ને તમારે શી સરત છે તે યાદ કરો

રા—શી શરત યાદ કરવાની છે

સ્ત્રી—મે તમોને પહેલાંથીજ કહ્યું હતું કે વરસ દીવસ સુધી મારે મહેલે તમારે આવવું પણ નહી અને તમારે:મારી સાથે વાત પણ ન કરવી જોઇયે તો તમે તમારી સરત પ્રમાણે નહી વર્તતાં આવા નીર્ભય થઇ બોલો છે તે સારૂં નહી જરા ઇશ્વરનો ભય :રાખતો.

રા—કંઇ ફીકર નહી ઇશ્વરનો ભય રાખવાથી મને શું મળવાનું ને તારો :ઇશ્વર શું કરે છે આમ વાત ચીત થાય છે એટલામાં સાધુઓનું ટોળું આવ્યું તેમને જોઇ રાજાને ત્યાંજ ઉભો રહેવા દઈ પોતે તે સાધુઓને સદા વ્રત આપવા ગઇ તો તે સાધુના ટોળામાં પોતાના પતીને દીઠો એટલે અરસ પરસ ઓળખી ધણી તે સર્વ હકીકતથી વાકેફ થયો ને કહ્યુ કે તમો પેલાસીવાલયમાં સુવો હું ત્યાં રાતના આવીશ અને આપણે ચાલ્યા જઇશું એમ જણાવી તે પાછી રાજા પાસે આવી અને ધણી સીવા લયમાં ગયો ને પોતાનો ધણી મલવાથી પોતાનો ટેક ઇશ્વરે રાખ્યો છે એમ જાણી પ્રભુની સ્તુતી મનમાં કરવા લાગી અને અતિ હર્ષના આવેશમાં આવી જઇ રાજા સાથે વાત કરવા લાગી

રા—માટે બસ હવે જુવો વધુ ન બોલતાં તમારો શો વિચાર છે તે જણાવી દો. જુવો હવે એક બે દીવસ આમ કે તેમ માટે સમજો અને મૃગનયણી હવે ગભરાવ નહીં

## ગાયન.

મૃગનયણી હવે નહી સરમાસો, પટરાણી તમે મારાં થાશો;
રંગ મહેલમાં હરતાં ફરતાં, બાગ બગીચે રહેલજ કરતાં.
પ્રીતી કરતાં જરા ન ડરતાં, વળી ગુણવંતા અતિ રૂપવંતા

ગજવદની હવે નહીં ગભરાશો.

**સ્ત્રી—**અરે મુઢમતી રાજ્ય મદમાં છકી ગયાલા આ તું શું બોલે છે જરા વિચાર કર પાપ હર ઇશ્વરથી ડર ઈશ્વર કરે છે પણ જો તે કરે છે તો તે બહુએ કરે છે તેનો તોગે બીમાર છે.

**રા—**હવે જોયો તારોરે બીમાર અને જોયો તારો શ્વર તેમને શું કરવાનો હતો એમ કહી પાસે જઈ જેવો હાથ પકડે છે તેવીજ તે બ્રાહ્મણી અતિ ક્રોધાવેશમાં આવી જઈ કહેવા લાગી કે એ અધમ દુરાચારી અભીમાની રાજય કુંવર છતાં તારે તારી રૈયત સાથે કેવી રીતે વર્તવું ને તે પ્રમાણે તું ન વર્તતાં પરસ્ત્રીયા સાથે સબંધ કરવા માગે છે. પણ તું નક્કી સમજ જે કે એ રાજ્ય વૈભવનું સુખ તો અલ્પ છે અને પરસ્ત્રીયા સાથે સંબંધ જોડવામાં કેવા કેવા ખરાબ થયા છે તે જો.

## ગાયન.

જંજાલી જીવડા.

નૃપતી માહારાજા, ધર્મ વિચારી વેણ વદજો,
પરસ્ત્રીયા નાગણ સંગે, વિચારી પ્યાર કરજો;
પરસ્ત્રીયા સંગ પ્રીતડીરે, હોળી સમ અંગાર
ભસ્મા સુરતો, ભસ્મ થયોરે, સંકર થયા લાચારરે.
રાવણની લંકા, જઇને પડી સાગર જો
વાળી વાનરમાં બળવંતો, હરી ગયો રૂમાનાર,
રામ સુગ્રીવે મળી, આણ્યો તતખેવ કાળરે.
ગૌતમની નારી ઇંદ્રે જોઇ અનુસરજો.
દ્રુપ્તી કારણ દુર્યોધન, બન્યો એકામા અંધ
કૈયાં કચને કચરી નાખ્યા, ભલો ભીમે મચાવ્યો દ્વંદરે

કોવરવ સો બન્ધુ  હરછા થયાં ઝુપરજો.
માટે વિચાર કરો વિચાર કરો જ્યારે એવા મોટા મોટા રાજાઓ દેવો અને દાનવો જ્યારે પરનારી સાથે સબંધ ધરાવા ગયા અને તે પોતાનું સર્વેશ ખોઈ બેઠા ત્યારે તમો તો શી વીશાતમાં કંઇ કોચવાવી આમ્રની આશા રાખો છો તે તદન વૃથા છે.

રા—કેમ હજી તું તારા ટાયલાં કુટવાં નથી રહેવા દેતી ચાલ જોવું છું હવે તું અને તારો ઇશ્વર શું કરે છે એમ કહી જેવો તે બ્રાહ્મણીપર બળાત્કાર કરી પકડવા જાય છે તેવીજ તેની સમશેર પટા કમરમાંથી તુટી પડે છે તે પેલી બ્રાહ્મણી ઉપાડી લઇ તરતજ તેમાંથી સમશેર ખેંચી લે તે જોજે મારો ઇશ્વર આ કરે છે એમ કહી તે રાજા ઉપર તરવાર ફેરવી દીધી અને ઇશ્વરનો મોટો પાડ માનતી ત્યાંથી પેલા શીવાલય ભણી ચાલી ગઇ ત્યારે પણે પેલો રાજા કહે છે કે ઓ ઇશ્વર તેં મને મારા કર્મનું ફળ આપ્યું છે. પર ત્રીયા સાથે જો હું પ્યારમાં ન પડયો હોત તો મારે આવો વખત ના આવત અરે તે બીચારીયે તો મને ઘણો સમજાવ્યો પણ મેંજ મુર્ખ એ મોહાંધ થઇ કંઇ ના માન્યું જે છેવટનું ફળ મને મળ્યું માટે મારા આર્ય બંધુઓ પરત્રીયા સાથે પ્રેમ પાસમાં પડો તો વિચાર કરી પડશો જો મેં આગળજ આવો વિચાર કર્યો હ તે મારી આ દશા ના આ વાત એમ કરી પોતાનો પ્રાણ કાઢયો હવે જ્યાં પેલી બ્રાહ્મણી શીવાલયમાં આવી જુવે છે તો પોતાનો ધણી ભર નીંદ્રામાં છે અને ડાબે પડખે મોટો કાળી ફેણ માંડી બેઠો છે. તે જોઈ બ્રાહ્મણી કહેવા લાગી હરી હરી આ શું જે પતિ

માટે રાજા માર્યો ને વિયોગીનો સંજોગ થયો એમ જાણી વડું આવી પણ, આતો અહીં પણ એવું ઘરના ઉઠયા વનમાં ગયા તો ત્યાં પણ લાગી લ્હાય પણ હવે જે થવાનું હશે તે થશે ખેર ભાવી પ્રબળ છે માટે લાવ એમને ઉઠાડવા યુક્તી કરૂં.

## ગાયન.

સ્વ નેતે નીંદ્રા આવેરે, ઓ હંસારાજા સેને તે નીંદ્રા આવેરે,
જાગીને જો, તું તપાસીરે, તપાસીરે, ઓ હંસારાજા
ચેતન, ચેતી, ભયભીતી, ભાંગી
અમુલ્ય વખત આતો જાયેરે, જાયેરે, ઓ.
પ્યારા પવીત્ર પ્રેમીઓ મારા
ચર્ણ કમળ પદ પુંજું તમારા
ત્યાગી નીદ્રાને અમૃત રસી, પીયોરે, પીયો, રે. ઓ

આ પ્રમાણે પોતે કહ્યું પણ પતિએ તો પાસું સરખું પણ ફેરવ્યું નહીં ને પાછો એને ભય હતો કે રખેને રાજાના માણસો મને પકડશે એમ જાણી પોતે ઇશ્વર પર આધાર રાખી હે ઇશ્વર તું કરે તે ખરૂં એમ કરી બ્રાહ્મણના પગનો અંગુઠો ઝાલીને ખેંચ્યો ને તેવોજ પેલો કાલી જે કયારનો ટાંપી રહ્યો હતો તેને પેલાને ડંસ કરી તેના આત્માને સ્વર્ગમાં મોકલી દીધો હવે. પેલી બ્રાહ્મણી હેબતની મારી ગભરાયલી ગભરાયલી પોતાના પતિના સબની ગાંસડી બાંધી અને લઇ ભરજંગલમાં નીકળી અને કહેવા લાગી કે અરેરે પ્રભુ શુમારી શી આ દશા અરેરે કાલી મેં તારો શું ગુન્હો કર્યો હતો કે તેમને પતિનો વિયોગ પડાવ્યો પતિ પતિ વ્હાલા પતિ.

## ગાયન.

શી દશા ૨) પ્રભુ આ થઈ રજળની રહી નૃપને મારી,

કર્યાં કેર જગતમાં હાય શું જીવું હત્યારી.
શું થયું પ્રાણ આધાર, ઝરે અંગાર અંગમાં ભારી;
ગયા નાથ તજી મુને હાય કીધી નોધારી
વળી પુત્ર મેલ્યો વનમાંય, આવી હું આંય, મન વિચારી,
કોઇ દીવસ ઇશ પુરશે આશ અમારી;
થઇ આશા મારી ભંગ, બગડીયો રંગ, થઈ દુ:ખીઆરી:
હું આવું સંગે નાથ નહી રહેવાની ન્યારી.
હવે સુખનો આવ્યો અંત, રહી નચંત કરૂં તૈયારી,
લઇ પ્રીતમ સંગે કરૂં અગ્નિ સંસ્કારી,

આવી રીતે ભરજંગલમાં આક્રંદ કરતી ચાલી જાય છે એવામાં એક મોટું વૃક્ષ આવ્યું ત્યાં બેઠી અને કાષ્ટ શોધવા લાગી એવામાં ચાર ચોર આવ્યા તે પેલી સ્રીને દાગીનાઓ સાથે જોઇને ઘણોજ આનંદ પામવા લાગ્યા. કે આજ તો આપણને સારા શુંકન થયા છે એમ કરી પેલી સ્ત્રી સાથે હાવ ભાવથી પહેલાં વાત કરીને પછી એના સર્વે દાગીના લુંટી લીધા અને તેને પણ સાથે આવવા કહ્યું એટલે પેલા બ્રાહ્મણીયે કહ્યું કે ભાઇ:: આ મારા મરેલા પતિના સબને અગ્નિ દાહ કરૂં પછી હું તમારી સાથે આવું એટલે પેલા ચોરોને પેલી સ્રી પર વિશ્વાસ આવ્યો અને ઉલટા તેને લાકડાં વગેરે આણી આપી અગ્ની પ્રગટાવ્યો એટલે બ્રાહ્મણીયે પોતના પતિને તેમાં સુવાડી દહેન દેવા માંડયું અને ઇશ્વરની સ્તુતી કરવા લાગી.

### ગાયન.

આ શી ગતી પ્રભુ માહરી, દયા કરો દીનાનાથ,
પુત્રી પતિથી અળગી પડું, સ્હાયે થાઓ વિશ્વનાથ, આ.
પ્રથમ વિચાર્યું ન પાપણી, રહેવું જંગલમાંય,
વીવીધ વિઘન આવી નડે, કોણ કરશેજ સ્હાય. આ-
પાત પાછા વિદાય થયા, પાણી લેવારે કાજ,

મહા સંકટે તે આવી મળ્યા, મેટા થયેલો ઓજ. આ.
તે વાસુકીએ વેર વાળાયું. લીધા પતિના પ્રાણ;
રહી રજળતી હું એકલી, અસ્ત થયો મુજ ભાણ. આ.
પુત્ર પતિ હવે કયાં મળે, કરૂં કયાં હું પ્રયાણ,
વેરી થયા છે વિરલા, એથી હું અજાણ આ.
માટે હઠ ના કરશો કોઇ બેનડી, સત્ય માની આ વાણ,
નહીતો વિપત વાદળ ચઢી આવશે, વળશે સત્યનો ઘાણ,

આ પ્રમાણે તે સ્તુતી કરે છે ને જેવી અંદર ઝંપલાવવા જાય છે તેવાજ પેલા ચોરો તેને પકડી લઈ જાય છે. અને તેજ ગામની ગુણકાને ત્યાં વેચે છે તેથી તે સ્ત્રીને ઘણા ઘણા વિચારો થયા કરે છે કે જે નહીં કરેલું તે કરવાનો વખત આવ્યો જેની સાથે વાત પણ નહીં કરેલી તેની સાથે વાત કરવાની અને જેનું મુખ સવારમાં જોઇયે તો ઘણો દોષ લાગે તો તેનું પણ મારે મુખ જોવાનું હરી હરી કેવો વખત હું કયાં પતિ કયાં પુત્ર કયાં એ બધું જે થયું તે મારી હઠનું ફળ છે માટે મારી આર્ય ભગનીયો કોઈ પણ બાબતમાં હઠ કરશો નહીં જુવો આ મારો દાખલો કે હઠ તે શું તે હું મારી આટલી ઉમરમાં સમજી નોહતી તેમજ ઘરબાર પતિ આજ્ઞા રીવાય પગ પણ મેલ્યો નહોતો તો પરાયા પુરૂષ સાથે વાત તો કયાંથીજ કરી હોય પણ મારા ભાવી પ્રબળેજ મને એવી મતી સુજી અને પતિ સાથે હઠ કરી તો તેનાંજ આ ફળ નીપજ્યાં છે તો એવી સ્ત્રી હઠને હજારો ધીક્કાર છે લાખો ફીટકાર છે આ પ્રમાણે બોલી તે બંધ રહી ને ગુણકાની આજ્ઞા અનુસારે ચાલવુંજ પડશે આવો નીર્ણ કર્યો એ પ્રમાણે પેલી દુખી બ્રાહ્મણી પોતાની કર્ણીનાં ફળો ભોગવે છે ત્યારે જે પેલો એનોજ પુત્ર જે વણજારો લઈ ગયો હતો તેજ

પુત્ર પોતાના બાપની સાથે તે શહેરમાં આવે છે ને ત્યાં મુકામ કરી પોતે એકલો શહેરમાં ફરવા નીકળે છે. ત્યારે હવે પેલી ત્રણ દેવીયો લક્ષ્મીજી પાર્વતીજી સાવીત્રીજી આ ત્રણે વૈકુંઠમાં ભેગાં થઇ બીજા દીવસનો પ્રભાત થતાં જ પોતાના કામ કાજથી ફરાગત થઇ અને યોગીયોનીનાં રૂપ લઇ ત્યાંથી નીકલ્યાં એટલામાં પાછા નારદ ત્યાં આવ્યા તે વખતે પેલી ત્રણ દેવીયો ઉભાં રહ્યાં અને નારદે આવી દંડવત કર્યો હે જગત માતાઓ હું આપને નમ્રતા પુર્વક પ્રણામ કરૂ છું

**ત્રણે**—મુની ચીરંજી વીરહો

**ના**—માતુ શ્રીયો શું આપ સતી અનસૂયાને ત્યાં જાવ છો

**ત્રણે**—હા આ જવાનીજ તૈયારીમાં હતાને આપ આવ્યા એટલે ઉભા રહ્યા

**ના**—તે તો ઠીક પણ માતાજી જુવો તમો જાવ છો તો ખરા પણ જે જે બાબતો મેં કહી છે તે યાદ હશે

**ત્રણે**—હા તેતો શારી પેઠે યાદ છે જો બીજું કં-ઈ આપને કહેવાનું હોય તો કહેશો

**ના**—કહેવાનું તો એટલુંજ કે જુવો તમારે જઈ ભીક્ષા ન દેહી કરી ઉભા રહેવું અને સતી જ્યારે ભીક્ષા પીરસવા કબુલ કરે તે વખતે તમારે કહેવું કે અમારે એક નીયમ છે અમને વચન આપો તો હમે હમારો નીયમ આપને જણાવીએ એટલે તે વચન આપે ને તમારી

સાથે વચને બંધાય ત્યારે તમારે ઘણી નમ્રતા પુર્વક શતી ને ક્રોધ તમારાપર થાય નહી તેવી રીતે મારા પીતાઓ ની માગણી કરી લેવી એટલે તે મંમાયા મારા પીતાને તમારી નમ્ર વાણીથી સોપશે લ્યો હું જાઉ છું અને હવે તમો પણ જાવ એમ કહી નારદ પણ ગયા અને દેવીયોયે પણ પ્રવાસ કરવા ચાલવા માંડ્યું



# પરીચ્છેદ ૧૧

## ચીન્તાની ચીત્તારે.

### ગાયન.

પતિ વિનાની આ પદવી સુની (૨) લાગે હો બેનીરે—(૨)
ઉઠે છે અંગમાં લાયરે.
શ્યામ બીના રજની સુનીરે, દીવ્ય દેહ બળે જદુનીરે, લાગે.
શુનાં મંદીર શ્યામ બીન સુનો સૌ સંસાર
સુના આર્વણુ અંગ ધર્યાં શુના વસ્ત્ર શણુગાર
ડાલી હઠ લીધી પેલીરે નાથ ગયા મુજને મેલીરે
ચાલો સખી વેગે કરી અનસૂયા દરબાર
અંગે ભસ્મ રમાવીને મેલવી લ્યો ભરથાર
શાન્ત સૌ થાવો બ્હેનીરે ચાલો ઝટપટ વેલીરે—પતિ.

આવી રીતે તેવો ત્રણે સતીયો વૈકુંઠમાંથી પતિ વિયોગે શોક કરતાં કરતાં રસ્તે પડયાં પણ બીચારાં કોઇપણ વખત ચાલેલાં નહીં તેમ વલી રસ્તાનાં અજાણને તો પણ કેટલાક દીવસ રાત્રી મુસાફરી કરતાં કરતાં નર્મદાપર કુબેરના દેવલ આગળ આવી પ્હોચ્યા તો ત્યાં તે દીવસે કંઇ પર્વ હોવાથી ઘણાક માણસો ભેગાં થયા હતાં તે જોઈ પેલાં થાકી ગયેલાં દેવીયો પણ ત્યાં વિશ્રાંમ કરવા બેઠા પણ શ્રીપ્રભુ લક્ષ્મીના રદયમાંથા રૂદ્ર પાર્વતીના રદયમાંથી બ્રહ્મા સાવીત્રીના રદયમાંથી ખસતાજ નથી ને મહા શોકમય થઇ તેવો આક્રંદ કર્યા કરે છે હે પતિયો હમેજ તમને દુઃખી કીધા છે અને અમેજ તમારા દુઃખનું કારણુ થઇ પડયા છે જો હમો એ વાત વીવાદન કર્યાં હતો તેમજ અગાઉથી નારદનું કહેવું માન્યુ હોતતો તોહે પ્રભુ

સૃજન હાર તમારે સર્વનો વખત આવો ના આવત હે દીન દયાળ ભકત વત્સળ તમારી લીલા તો અગાધ છે તમારી લીલાનો કોઇ પાર પામ્યું નથી પણ હવે હમે સમજી ગયા છીએ કે આ સરવે તમારીજ ઇચ્છાથી થયું હશે અરે અરે પણ એમાં એમની શી ઇચ્છા શું કંઇ જાણી જોઇ દીવો લઇ કોઇ કુવે પડવા જાય નાના! નાજ જાય પણ એ સર્વ આપણી હઠનાંજ કારણો છે આમને આમ મનને ધીરજતો રહેતી નથી તો પણ મહા મુસીબતે ધીરજ રાખી ત્યાંથી વળી પાછયાં ઉઠયાં ને વલી થોડેક ગયાને પાછાં બેઠાં આમને આમ બીચારા કોઇ દીવસ ચાલેલાં નહી અને ચાલવું પડે છે અને ઘણાં દુઃખી થાય છે તો પણ શ્રી હરીનું નામ જપતાં તેઓ અઘોર જંગલમાં રહેતાં રહેતાં ચાલ્યા જાગ છે ને શ્રી હરીને જરા પણ રદયમાંથી દુર કરતાં નથી

## ગાયન.

આવી ખોટી આશા આપી શું દુઃખ દીધાં મારા નાથરે
રસના એરટતા હરી અળગા ન કરીયે જી,
હેતનને તપાવી પ્રભુ:: તપસ્યાયું કરીયેજી
મુસ્તક નમાવી ધ્યાન તો ધરીયે મારા નાથરે, રસનાએ
હદ તો થઇ હરી હવે ઘેર આવોજી.
તમ વિણુ મરીયે ઝુરી ઝુરી મારા નાથરે, રસના
આશી લીલા હરી હર તમારી જી
હમે કઇ તો વિધીના કારણુ કળીયે મારા નાથરે. રસ.
બ્રહ્મા વિષ્ણું અખંડ અવી નાસીજી
નમી નમી પાય તો પડીયે મારે નાથરે, રસનાયે

આવી રીતે આક્રંદ કરતાં કરતાં રાત્ર દીવસ મુસાફરી કરતાં મુની નીર્ણપણે કુટીકા પાસે આવી પહોંચ્યા એને પર્ણકુટીક જોઇ એટલે દીવીગોએ જાણ્યું કે આજ પેર્ણ કુટીકા તે શીયળવતીની છે. પણ હવે અત્યારે આપણે શી રીતે ત્યાં જઇશું કારણ કે આ વખતે તો મુની પણ ઘરમાંજ હશે ને વળી છેક સાયંકાળ પણ થઈ ગઈ છે માટે ચાલો આપણે પાસેના શીવાલયમાં જઇ સુઇ રહીયે અને પ્રભાત થતાંજ સ્નાનાદીક ક્રીયાઓથી પરવારી આપણે એમની પાસે જઇ ભીક્ષા માગી શું એમ ત્રણે જણ મનસુબો કરી તે શીવાલયમાં ગયાં અને અતિશય થાક લાગેલો હોવાથી થોડીજ વારમાં નીંદ્રા દેવીને વસ થયાં પણ પણે પ્રભુઓને પણ ખબર થઇ ગઇ છે કે દેવીયો પણ આવી છે ને હવે એમનો પણ અહંકાર ઉતરી ગયો છે. અહંકાર ઉતરેલો જાણી જગતપીતાઓ અતી હર્ષીત થાય છે. ને નીંદ્રા લેતા નથી ત્યારે માતાજી તેમને હીચોળે છે અને કહે છે કે.

## ગીતી.

દેવો હસો રડો શું કરવા સુઇ રહો છાના માના
શું ખબર પ્રથમથી નોતી શું શમજી આવ્યા તમેનાહા,

શીયળ ભંગ કરવાનું ધાર્યું સ્હેલ
રૂદ્ર વિષ્ણુ કરી છે પહેલ
બ્રહ્મા સાથે આવ્યા અહીં.
પણ ન વિચાર્યું કંઇ મન મહી
શીયળ ભંગ કરતાં પોતે ભંગ થયા
બાળકરૂપે પોતે રહ્યા
તો પારણીયે પોઢો મારા છેળ

એતો મોટા થયા ને આવી જેલ
પ્રભુ એ લીલા તમારીનો ખેલ
તો હવે પ્રીતે પોઢી રહો;
અને સુખ દુઃખ સહુના સહુના મનમાં સહો.

આવી રીતે માતાજી ત્રણે દેવોને સુવાડી ઘણું ઘણું કહે છે પણ દેવોનો એવા હર્ષમાં લીન થઇ ગયા છે કે જેને બીલકુલ નીંદ્રા નથી તો પણ માતાજી હીંચોળ્યા કરે છે આવી રીતે જ્યારે મોડી રાત થઈ ત્યારે દેવો પણ સુઇ ગયા અને નીંદ્રા દેવીને વશ થયા ત્યારે પણે દેવી અનસૂયા પણ હીંચોળતા હીંચોળતાં શ્રી પ્રભુની સેવામાંજ પૃથ્વીનીજ સેવા પર સુતાં અને તે પણ નીંદ્રા દેવીને વશ થયાં અહા દેવીની પ્રભુ પ્રત્યે કેવી ભક્તી જ્યારે એવીજ ભક્તી છે ત્યારેજ દેવોએ એમનાપર એમની પ્રેમની પ્રેમ ભાવની ભક્તીયે કરીનેજ તેમ એમના શીયળને ધન્યવાદ આપી પ્રેમ ભક્તી શીયળવતીને સ્વાધીન થયા છે અહા પ્રભુ કેવા છે જ્યારે પ્રભુ એવા છે ત્યારે તેમના ભક્તો પણ જે સત્યને માર્ગે ચાલી ગમે એટલી વીપતી છતાં પણ પોતાનો ભક્તીનો ટેક છોડતાંજ નથી જેમ કે એક રાજા એવો હરીભક્ત હતો કે તેના દેશમાં એક વખત કાળ પડયો અને ઘણાં માણુસો અન્ન વગર મરવા માંડયાં ત્યારે પોતે જાણ્યું કે હું આવો ઇશ્વર ભક્તીવાન છતાં મારા દેશમાં કાળ અને વળી માણુસનું મૃત્યું એ શું એમ જાણી પોતે વિચાર કર્યો કે દાનમાં દાન અન્નનું છે અને ભક્તી તો ઇશ્વરની છે તો હું ઇશ્વરની ભક્તીતો તો કરૂં છું પણ મારે કંઇ પણ દાન કરવું જોઇયે કારણ કે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે સૌથી શ્રેષ્ટ દાન અન્નનું છે તો મારે પણ

અન્નનું દાન કરી આ બીચારા મરતા મનુષ્યોને બચાવું એમ જાણી પોતે પોતાના શહેરમાં ઢંઢેરો પીટાવી અનાજ વહેંચવા માંડયું તે એટલે લગી કે પોતાનો ખજાનો પણ દાણાની ખરીદીમાં ખલ્લાસ કર્યો ને ઘણા જીવોને બચાવ્યા જેના આશીર્વાદથી તે રાજાને એક પુત્રી થઇ તે પણ તેવીજ તેના બાપના જેવી હરી ભક્ત નીવડી હવે જ્યારે તે પુત્રીને બીજા રાજાને ત્યાં પરણાવવામાં આવી હતી પણ પોતે સાસરે ગયા પછી પોતાના પતિમાં કાંઇ પણ હરી ભક્તીની અસ્રર ન જોઈ જેથી તે અતિ શોકમય સોસાવા લાગી અને દાન પ્રતિદીન સોસનામાંને સોસનામાં રહેવા લાગી કે, હે પ્રભુ તમે મારા કીસ્મતમાં કયાં આ પુતળું કરી મુકયું હતું કે જેમાં ઇશ્વર ભક્તીનો તો અંશ બીલકુલ છેજ નહી તેમ વળી મેં કોઇ પણ વખત એ પતિના મોમાંથી ઇશ્વિરનું નામ દીધું એમ સાંભળ્યું પણ નથી. આમને આમ શોકાતુર રહેતી. હવે એક વખત પોતે પોતાના પતિની સૈયા પાસે બેઠી બેઠી શ્રી હરીનું સ્મરણ કરતી હતી. ત્યારે પતિ ભર નીંદ્રામાં સુતો છે. પણ નીંદ્રામાં ને નીંદ્રામાં કોણ જાણે તે રાજાને શું થયું કે શું નહી કે તે એકદંમ હે વિશંભર નાથ દીન દયાળુ વિહારીલાલ, પાલણહાર પ્રભુ. પ્રભુ આવી રીતનો ઉચ્ચાર થયેલો જાણી પેલી સ્ત્રીને ઘણો અચંબો લાગ્યો અને પોતે સમજી ગઇ કે આજ સુધી હું એમ જાણતી હતી કે મારો પતિ અભક્ત છે પણ હવે મારા જાણવામાં આવ્યું કે એ ગુપ્ત ભક્તીવાન છે અને એ ગુપ્ત ભક્તી કરે છે. એમ ધન્યવાદ આપતી તે પણ નીંદ્રા દેવીને વશ થઈ અને પ્રભાત થતાંજ શહેરમાં રાતના રાજાની ગુપ્ત ભક્તીની ખુશાલીમાં ઘાણા શાકર વહેંચ્યા તે જોઇ રાજાએ પુછ્યું

કે તું રોજ સોકાતુર રહેતી હતીને આજે આટલી બધી હર્ષીત કેમ દેખાય છે અને આ ધાણા શાકર શી ખુશાલીમાં વહેંચ્યા. તે વખતે રાણીયે સર્વ હકીકતથી રાજાને વાકેફ કર્યા. ત્યારે રાજાના મનમાં આવ્યું કે અરરર આટલી બધી ઉમર થઇ પણ મેં શ્રી પ્રભુને હૃદયમાંથી ખસેડયા નહોતા તે શું બ્હાર પડયા. અને તે વળી સ્ત્રીયે જાણ્યું અરે હવે હું જીવીને શું કરૂં. હે પ્રભુ હવે મને તમે શરણે લ્યો. જ્યાં કહ્યું કે તરતજ શ્રી પ્રભુએ વૈમાન મોકલ્યું અને પેલા વૈમાન લઇ આવનારાઓએ પેલા રાજાના અમર આત્માને વૈમાનમાં બેસાડી સ્વર્ગમાં લઇ ગયા. જ્યારે રાજાને આ પ્રમાણે ખોટું લાગવાથી પોતાનો પ્રાણ ત્યાગ કર્યો તે ઉપરથી પેલી સ્ત્રીએ પોતાના આત્માને ધીક્કાર આપ્યો અને કહ્યું કે ધીક્કાર છે તને, કે એટલું તારાથી ગુપ્ત ન રખાયું એમને એમ તે પણ રાજાના વીરહમાં થોડે દીવસે મરણને શરણ થઇ.

અહા આ રાજાની ઇશ્વર પ્રત્યે કેવી દ્રઢ ભક્તી કે પોતાની ગુપ્ત ભક્તી બ્હાર પડી તેથી પોતે પ્રાણ તજ્યા ત્યારે પ્રભુએ તેના ગુપ્ત ભક્તીના ટેકે પ્રસંન થઇને વૈમાન મોકલ્યું હવે પણે ત્રણે શક્તીયો બીજા દીવસનો પ્રભાત થયો કે ઝટ ઉઠી દંત ધાવન સ્નાનાદીક ક્રીયાઓથી પરવારી પાછાં યોગીનું રૂપ ધરી અત્રીના દુવારે આવ્યાં તો ત્યાં દુવાર બંધ દીઠા.

### ગાયન સત્યના.

નીકળ્યા માતાઓ ત્યાંથીરેરેરેરે, ધરી યોગીની કાયરે,
મનમાં ગુંચવાતાંરેરેરેરે, વિચારમાં ચાલ્યાં જાયરે,
સતીયો મનમાં સંતાપેરેરેરેરે, શ્રીહરી હવે તે શું થાસેરે

દીનાનાથ નથી જોયાં દુ:ખરેરેરેરે, કેમ દુ:ખ સહો સતી પાસેરે.
તમ દુખે હમે ઘણું દુખીયાંરેરેરેરે, હવે હરી ઘેર પધારોરે,
સર્વ દુ:ખના કારણ હમે!અભાગીરેરેરેરે હવે ઠરવાનો નહી આરોરે,
સુજી વિપ્રીત મતી પ્રીતમ જ્યારેરેરેરેરે, કીધો વાદ અમે ત્યારેરે,
તમે સમજાવવામાં નરાખી કચાસરેરેરેરે, લીધી છે હઠહમેજ્યારેરે,
નમાન્યું હમે તે વારેરેરેરેરે, ચાલ્યા નારી હઠને તાબે થઇરે,
ધીક્ક ધીક્ક અમ અવતારરેરેરેરે, સુદ્ધ બુદ્ધ અમારી ગઇરે,
ધીક્ક ધીક્ક છે એવો હઠનેરેરેરેરે, પતિ વિયોગ થયો છે અમનેરે,
હઠ હમે કરી છેરેરેરેરે, ન કરશો કહીયે આર્ય બેનો તમનેરે,
એમ કરતાં આવ્યાં અત્રી દુવારરેરેરે, દુવાર તો બંધ દીઠા સારરે,
ઉઘાડો એમ ત્રણે પોકારેરેરેરે, રૂષી પુંજાની માંયરે
અત્રી બેઠારેરેરેરે, નીત્ય કર્મ કરે છે જ્યાંયરે,
જાણ્યું અત્રીયેરેરેરેરે, આવ્યાં જગતમાતાઓ દર્શન દેવારે,
આપું આજ્ઞા સતીનેરેરેરેરે, દુવાર ઉઘાડે લાભ લેવારે,
ત્યાં સતી ઉભાંછે હાથ જોડીરેરેરેરે,તેમને દીધી આજ્ઞા કે ગયાં દોડીરે,
દુવાર ઉઘાડયાંરેરેરેરે, દીઠી ત્રણ સન્યાસીની જોડીરે,
પેઠાં ત્રણે સાથરેરેરેરે, નર નારાયણ મુખે ઉચ્ચારેરે,
દેવી અનસૂયારેરેરેરે, સર્વને આશન આલેરે,
પણ પતા આજ્ઞા સીવાયેરેરેરેરે, તસુ એકે સતી નવ ચાલેરે,
માતાજી ત્યાંથીરેરેરેરે, આવ્યા મુનીની પાસરે,
ઔધાવાકેપ મુની સતીયે ત્યાંયરેરેરેરે, મુને તમ આજ્ઞાની આશરે,
રૂષી મુખ બોલ્યારેરેરેરે, જાવ સતી પુરો તેમના કોડરે,
આવે ફેરો નવ ખાસોરેરેરેરે, એતો આવ્યાં છે સજોડરે,
પણ સતી નહી સમજ્યાંરેરેરેરે, ઇશે મુકી ભુલવણી ઘાલી હામરે,
નાથ સુત ભગવાન વિનવેરેરેરેરે,સ્હાય કરી દેશો ભક્તી મોક્ષ ધાંમરે,

જ્યારે સતીયોયે આવી પોકાર કર્યો કે હે મુની દુ.

વાર ઉઘાડો જ્યાં એવી રીતનો પોકાર કરવા માંડ્યો ત્યારે જ્યાં અત્રિ મુની નીત્ય કર્મ કરી ધ્યાનમાં આરૂઢ થયા છે ત્યાં તેમને ખબર પડી કે વાહ વાહ કેવો ભાગ્યશાળી છું કે મારે ઘેર બેઠાં પીતાઓ પણ આવ્યા ને વળી માતાઓ પણ આપો આપ દર્શનનો લાભ આપવાં આવ્યા હરી હરી એ સર્વ તારીજ ઇચ્છા અને આ બધાના દર્શન હું પામ્યો તે આ શીયળ સાધ્વી સતીનાજ અને નારદનાજ પ્રતાપ છે: આમ પોતે મનમાં વિચાર કરે છે અને ઘણા હરખાય છે. લાવ હું સતીને આજ્ઞા આપું એમ ધારી રૂષી જાગૃત થઇ જુવે છે તો સતી પણ હાથ જોડી ઉભેલાંજ છે. ત્યારે મુની બોલ્યા કે હે ભાગ્યશાળી સાધ્વી બ્હાર કોણ પોકાર કરે છે માહારાજ કોણ પોકારે છે તે હું જાણતી નથી તથાપી આપની આજ્ઞા શીવાય મારાથી કેમ દુવાર ઉઘેડવા જવાય અને જોવાય.

અત્રી—સાધ્વી જાવ જઇ દુવાર ઉઘાડો અને તેમને અંદર લો.

અ—બહુ સારૂ જેવી આપની આજ્ઞા જ્યાં આજ્ઞા મલી કે તરતજ દેવી ત્યાંથી દોડી આવ્યાં અને દુવાર ઉઘાડયાં જેવાં દુવાર ઉઘડયાં કે તરતજ ત્રણે જણે ભીક્ષાન દેહી કહી નરનારાયણહ એવો ઉચ્ચાર કરી તરતજ અંદર દાખલ થયાં એટલે માતાજી તો તે ત્રણેને જોઈ છકજ થયાં અને મને કહેવા લાગ્યાં કે આ કેમછે પેલા એ ત્રણ આવ્યા હતાને વળી આપણુ ત્રણ સ થેજ આવ્યા છે તેમને પણ એવોજ ઉચ્ચાર કર્યો હતો ને આમને પણ એવોજ ઉચ્ચાર કર્યો તો શું એ પાછા બીજારૂપે તો નહીં આવ્યાં હોય એમ વિચારતાં વિચારતાં રૂષી પત્નિ અનસૂયાએ તેઓને આશન આપી બેસાડયાં અને સારો આદર

સત્કાર કરી પોતે પોતાના પતિ જ્યાં નીત્ય કર્મ કરતા બેઠા છે ત્યાં આવ્યા અને રૂપીને સર્વ વાત નીવેદન કરી ત્યારે રૂપીયે કહ્યું કે સતી જાવ જેવી રીતે તમો મને સંતોષ આપી શેવા કરો છે તેવીજ રીતે એ આવેલા ત્રણે યોગીયોની સેવા કરી સંતોષજો ને હવે જો કંઇ આજ્ઞા લેવા જેવી હોય તો તમને મારા તરફથી સર્વ બાબતની આજ્ઞાની છે તમારી ઇચ્છામાં આવે તેમ વર્તી આવેલા યોગીયો પ્રત્યે સારો હાવ ભાવ બતાવી તેમને જમાડી તેમના મનના કોડ પુરા કરજો જ્યાં આ પ્રમાણે રૂપીની આજ્ઞાના મળી કે સતી હર્ષમાંને હર્ષમાં જ્યાં તેઓ ત્રણે બીરાજ્યાં છે ત્યાં આવ્યાં અને તેવોને જણાવ્યું કે રસોઈ તૈયાર છે વાસ્તે જમવા ઉઠો ત્યારે તેઓ બોલ્યાં કે અમે જમવા તો ઉઠીયે પણ અમારે એક નીયંમ છે જ્યાં સતીએ આવું સાંભળ્યું કે મનમાં વ્હેમ તો પડયો પણ સતીયોનો ધર્મ નથી કે કોઈના પર વ્હેમાવું કારણ કે કોઇ વખત વ્હેમના ફળ સારાં યા ભુંડા આવે છે ને પાછો ધર્મ નહીં. તેમ વળી આતો સાધુ એટલે એમનાપર એમને વ્હેમ આવ્યો. પણ તરતજ વ્હેમને દુર કરી કહ્યું કે ના માહારાજ હમને કંઈ તમારા નીયંમની ખબર નથી ત્યારે તે ત્રણે બોલ્યાં કે જુવો શીયળ શાધ્વી સાધ્વી અમારે કેવો નીયંગ છે,

## ગીતી.

નીયંમ હમારે એવો, શુણો શાધ્વી આ વારી.
નીકળ્યા પ્રભુ પરક્રમા કરવા, વીચાર મને મોટા ધારી,
અન પ્રયાસન કરવું ક્યારે, પ્રભુ દર્શન કરવાં વેઠી કષ્ટ ભારી
અન પ્રાસન કરાવવા ધારે, તે તો માગ્યું અમવચન પાળે,

ચડે વચન પાળવારે આ યોગીની પીડા ટાળે
અન પ્રાસન કરવું ત્યારે નહી તો મરવું બેહાલે

હે શીયળ સાધ્વી હમોએ જયારથી દીક્ષા લીધી છે ત્યારથી એવો ટેક લીધો છે કે પરક્રમા કરવી દેહને દમવી પ્રભુ ભક્તી કરવી અને એક વખત પણ સાક્ષાત પ્રભુનાં દર્શન કરવાં ત્યાર પછી અનપ્રાસન કરવું ત્યારે હમો રાત્ર દીવસ મુસાફરી કરતાં કરતાં આટલે સુધી આવી પહોંચ્યાં છીએ. તેમજ હમારા સાંભળવામાં પણ આવ્યું છે કે ત્રણે જગત કર્તાઓ તમારે ત્યાં આવ્યા છે માટે જો આપની ભીક્ષા પીરસવાની ઇચ્છા હોય તો અમને શ્રી પ્રભુના દર્શન કરાવો ને જો ઇચ્છા ના હોય તો અમને જવાની આજ્ઞા આપો.

અ—ભલે જાઓ મારૂ વચન છે હું તમોને જરૂર પ્રભુના દર્શન કરાવીશ માટે હવે તમે જશો નહીં અરે જયારે મારે દુવારે આવેલાં આ ત્રણે પરક્રમાવાસી સાધુઓ ભુખ્યા જાવ તે સારૂ નહીં અરે પણ જયારે દેવો પણ ત્રણે સન્યાસીનું રૂપ લઈજ આવ્યા હતા તો આપણ પછી તેમનાં પત્નિયો તો નહીંજ હોય અરેરે મેં મોટી ભુલ કરી એમ પસ્તાવા લાગ્યા ત્યારે પેલાં ત્રણે દેવી બોલ્યાં કે હે શીયળ સાધ્વી દેવી ચાલો હમને દર્શન કરાવો વાર થાય છે.

અ—હા ચાલો દર્શન કરાવું હું ગભરાશો નહી.

### ગાયન.

#### શ્યામ કલ્યાણ

જોગી વચન ભરૂં, આ તેમ કષ્ટ પરહરૂ,
વચન આપ્યું આપને, તે કદી નહીં ફરૂં,

સતી નાંમ હું જગમાં કહાવું, મારે સૌ સમતુલ્ય,
વદ્યું મુખેથી નાપાળું, તો ખોવું પદ અમુલ્ય. જો.
હરી હરી કરવું શુ હવે, મારે કઠણ કામ છે એહ,
પરક્રમા વારી પાળાં જાસે વચન ન પાળતાં તેહ,
સત્ય ખંડન, ન કરવું મારે, થાવાનું તે થાય,
ખુશી થઇને વચન પાળુ, શું નીપજે છે આય,
જેવી ઇચ્છા યોગી તમારી, કરો સૌ શુભ કામ,
વચન આપ્યું પ્રીતે પાળું જમવા ચાલો રામ,
વાહવા સતી જગમાં કહાવી રાખ્યો છે ખુબ ટેક,
બ્રહ્મા વિષ્ણુ ગીરીનાં દર્શન કરાવી સોંપો કરી વિવેક,

---

અ—અરે આ શું આમને કંઈ ખબર પડતી નથી હવે લાચાર કે વચને બંધાઇ છું તો વચન પાળ્યા શીવાય છૂટકો નથી પણ હવે તો મારૂં અને એમનું વચન કયાં રહ્યું વચન તો દર્શન કરાવવાનું હતું ને આતો હવે સોંપવાની વાત થાય છે ત્યારે એ કોણ હશે કે જેથી આવી વાત કરે છે ભલે ગમે તેમ હોય પણ મારે તો મારૂં વચન વૃથા ન કરવું. પણ મને તો લાગે છે કે જરૂર દેવીયોજ હોવી જોઈયે. પણ લાવ પુછું તો ખરી પુછવામાં શું જાય છે. એમ કહી જરા તાપ બતાવી હે યોગીઓ તમે યોગીયો નથી પણ યોગીનીયો છો. તેમજ તમે યોગીનીયો નથી પણ કોઈ આપસ્વાર્થી દગાખોર સ્ત્રીયો છો. ને તમારે એમને લઇ જઇ શું કરવા છે જે હોય તે સત્ય કહો નહી તો દેવની વલે તે તમારી વલે.

ત્ર—માતુશ્રી ક્ષમા કરો ક્ષમા કરો ક્રોધ પર હરી દોષ દુર કરો.

## ગાયન.

શોચળવંતી અત્રીના નારરે, દેવી માફ માગું આપ પાસે.
માગીયે ક્ષમા ક્રોધ ન કરશો, આતો પુત્ર વધુ તમ થાયરે,
લળી લળીને વિનવીયે આજે, લાગે ત્રણે શક્તી તમ પાયરે.
ઉર માંહે જરી દયા ધરીને રહેમ, કરી કરો ક્ષમાયરે.
અમ ત્રણેની અર્જ દીલે ધરોને, હવે કરો કંઈ દયાયરે. મા.
શ્રેષ્ટ સતી અમે વિનવીયે તમને, ઉતર્યો અહંકાર અમારો આંયરે.
ઉતર્યો અંહકારને હવે હદ થઇ છે, ભગવાન કહે દેવીઓ
લાગે પાયરે.

અ.—વાહવા દેવીઓ તમો પણ ઠીક દેખાવછો જેવા તે પ્રપંચી તેવાં તમો પણ પ્રપંચી પણ લાચાર કે તમારી નમ્રવાણી અને વચને બંધાઇલી નંહીતો તેમનો પ્રપંચ જેટલો વખત ટકયો તેટલોજ વખત તમારો ટકત પણ જાવ પેલા પારણાંમાં દેવો રમે છે તેમનાં દર્શન કરો અને જમી લીયો મારા ધન્ય ભાગ્ય કે દેવો પાછળ દેવીયો પણ આવ્યાં. એટલે દેવીયોને હીંમત આવી અને ત્રણેના દર્શન કરી જમવા ગયા. ત્યારે હવે જે પેલો ફરવા નીકળેલો બ્રાહ્મણ કે વણજારાનો પુત્ર પેલીજ ગુણકાના મકાન આગળ થઇ જતો હતો. એવામાં એની નજર ઉંચી ગઈ જેથી બારીમાંજ પેલી બ્રાહ્મણી થોડાજ વખતથી પેલી ગુણકાને ત્યાં આવી છે તે જોવામાં આવી જે આ પુત્રની નજરે પડતાંજ કાંમમાં અંધબની પેલી પર મોહીત થયો, અને આગળ પાછળ જોઈ કોઇને ન જોતાંજ ગુણકાના ઘરમાં પ્રવેશ કર્યો જેવો પ્રવેશ કર્યો તેવીજ ગુણકા શાંમું તેડવા આવી અને હાવ ભાવ કરી કહેવા લાગી, ભાઇયો એતો એનો ધર્મજ છે.

## ગાયન. હાંરે મેરે જાનો માલોંક.

પધારો મારા શોખીલા, સ્યાણા સરદાર,
પ્રેમ પ્રીતીયાર. પ્યાર, શું જાણે ગમાર સાર. પધારો૦
શોળ શણુગાર અંગે સજી, આવીને ઉભી રહી,
સ્યાણા શોખીન નટવર આજે, પધારો નીજ ભુવન મહી,
સરસ હીંડોળા ખાટ ઝુમર, પલંગ છે પચરંગ સહી,
અર્પું અવ નવી સુંન્દરી પ્રીતે પધારો જો તહીં,
મન હરનાર, થાયે વાર, સુખકાર, હૈયાહાર,
શાણા સીધારો સરદાર, (૨)
બની રહી આપ પ્રેમે હું બેજાર. પધારો૦

જ્યાં આવાં રીતના હાવભાવ કર્યા કે ભાઇ ભોળવાઇ મોહજાળમાં ફસાઇ ઉપર ગયા. અને પોતાની જેવી ઇચ્છા હતી તે પ્રમાણે ગુણકાને જણાવ્યું એટલે તરતજ પેલી ગુણકાએ પેલી બ્રાહ્મણીને બોલાવી હુકમ કર્યો કે તારે આ પુરૂષની સેવામાં અહીં રહેવું અને તેઓ જેમ કહે તેમ કરવું કોઇ વાતે દુભાવા દેવા નહી આ પ્રમાણે કહી તે વિદાય થઈ.

**બ્રહ્મા—** અરેરે હરી હરી મારા આ શા હાલ કે એકમાંથી છુટું છું અને બીજામાં પડું છું આ રાંડને ત્યાં જ્યારથી હું આવીછું ત્યારથી એ રાંડ ઠરવા દેતી નથી. અને ખોટાં કર્મ કરાવવા માગે છે. તો હે હરી આજ આટલી ઉમરમાં મેં કંઇ પણ ખોટું કૃત્ય કર્યું નથી તો હું તે કેમ કરી શકું પણ લાચાર હવે કર્યા શીવાય છુટકોજ નથી નહીં તો એ રાંડ જીવવા પણ નહી દે હરી હરી આજ શુધીનું મારૂં ખોટાં કર્મ કરતાં અટકેલું મન આજે ખોટાં કર્મ કરવામાં પડવાનું માટે બ્હેતર છે જે થાય તે ખરૂં પણ હવે તો એજ પુરૂષને હું કહું જેથી આ દુખ-

માંથી છોડાવી હમેશને માટે અમને એમને સ્વાધીન કરી લે આવી રીતનો નીર્ણય કરી અતિ પ્રેમના આવેશમાં આવી જઈ જ્યાં પેલો પુત્ર છે ત્યાં આવે છે એટલામાં એ સ્ત્રીના પયોધરમાંથી પય છુટી પેલા પુત્રના મોંમાં પડે છે જેથી પુત્ર માતાના ચીન્હો માલમ પડે છે.

છો—અરેરે આંશું આ મારી જનેતા તો ન હોય કેમકે આવું કારણ બનવુ તે જનેતા વગર અસંભવીત છે જરૂર જરૂર મારી માતાજ હોવી જોઇયે જે પ્રમાણે છોકરાને થાય છે તેજ પ્રમાણે પેલી માતાને પણ શંકા થાય છે આવી રીતે બંને ઘણાં શરમીંદા થાય છે તે વખતે છોકરો પુછે છે હે બાઈ આંમ થવાનું કારણ શું છે ત્યાં બ્રાહ્મણીયે જણાવ્યું કે એ બાબતમાં આપ જઈ આપના માતા પીતાને પુછી અહીં આવો જ્યાં આ પ્રમાણે કહ્યું કે તરતજ પેલો પુત્ર જે પોતાનો પીતા વણજારો હતો તેને આવી સર્વ વાતથી વાકેફ કરી ખુલાશો લઇ પાછો ત્યાં આવ્યો અને જે પેલું ચીર ફાડી એજ છોકરાની ઝોળી બાંધી હતી તે પણ લેતો આવ્યો અને પેલી બ્રાહ્મણીને સર્વ હકીકત કહી ને જ્યારે બ્રાહ્મણીયે પોતાનાંજ લુગડાની ઝોળી દીઠી તે પરથી તેને ખાત્રી થઈ કે આ પુત્ર મારોજ છે તે પરથી પેલી બ્રાહ્મણીયે કહ્યું તમેજ મારા દીકરા છો અને હું તમારી અઘોર કર્મ કરવા વાળી અને તમને વન વગડે રજળતા મુકનારી અભાગીયપણ માતા છું ત્યારે પુત્રએ કહ્યું હે માતુ શ્રી ત્યારે તમો અહીં શી રીતે આવ્યાં અને મારા પીતા કયાં છે તે કૃપા કરી કહેશો.

## ગાયન.

(મેરા ગમકા તરાના)

આવી દુઃખની વારી, કષ્ટી આ ભારી સાંભળો ધરી ધીર,
હું બની દુઃખીયારી, અતી હત્યારી, વિયોગી નારી; સાં૦
રમણીકપુર રળીયામણું, ત્યાં વીપ્ર વશે મુજ પ્રાણ,
સ્યાણા શુલક્ષણા પતિ તે મુજ પરમાણુ.
થઇ કેવી ગતી મારી, કોપ્યાં મોરારી, કહું વિસ્તારી, સાં૦
દૈવે મુજપર દયા કરી, પુત્રજ આપ્યો એક
બાધા મુકવા ચલીયા, તણી ધર્યો મન વિવેક,
કરી જવા તૈયારી, હઠ લીધી ભારી, વિયોગી નારી, સાં૦
ભર જંગલમાં હમે ગયાં, થઈ તૃષ્ણાતુર અપાર;
દીન વાણીયે વિનવ્યુ પતિ, જલ લાવો આ ઠાર
ગઇ સુદ્ધજ મારી, લેવા જળ ઝારી, વિયોગી નારી. સાં૦
જળ લેવા પતિ પાઠવ્યા, વાંકો આવ્યો દીન,
ચંદ્રસીંહ આવી ચઢયો તેણે, કરી આધીન,
આવ્યો શીકાર ધારી, રમવા જારી, વિયોગી નારી. સાં૦
મુજને લઇ તે પરવર્યો, પુત્ર રહ્યો તે ઠાર,
આ ચીર વધેરી બાંધ્યું, આંબા કેરી ડાર;
શુણો એગ તમારી, લ્યો મન ધારી, વિયોગી નારી. સાં૦
નગ્ર સમીપે સંચર્યોરે, કર્યો મન વિવેક,
હું નગ્ર પ્રવેશું નહીં, દીધો વાયદો વરશજ એક,
બાંધો અટારી સ્થાપો, ત્રીપુરારી, વિયોગી નારી. સાં૦
ત્યાં પછી રહી હું એકલી, અવાશ કરી એકાન્ત,
પ્રભુએ પતિ મુજ મેળવ્યા, રત્ન મણી મુજ કાન્ત,
કીધી જાવા તૈયારી, ચંન્દ્ર ને મારી, વિયોગી નારી. સાં૦
પ્રીય પ્રતિને પાઠવ્યા મેં તો શીવાલય,

અભાગણીઆ નીકળી કરી ચંદ્રનો લય,
વાસુકીયે વિચારી, વેરજ વારી, નાંખ્યો વિપ્ર મારી, સાં૦
પતિ શબ લઇ હું નીસરી, કરવા અગ્ની સંસ્કાર,
ભર જંગલ ભેટો થયો, મળ્યા ચોર સીરદાર,
દીધું કષ્ટ ભારી, ગુણુકા બારી વેચી આ નારી. સાં૦
દીકરાને દીઠો નહીં, પડે નહીં ચીન્ત ચેન,
હઠનું ફળ આ નીપજ્યું, દુઃખી દીન ને રેન,
છોડયું સત્ય આ વારી, હીમત હારી, થઇ ખ્વારી, સાં૦
સ્ત્રી હઠને ધીકાર છે, ફીટકાર વાર હજાર,
ફળ પામી કુડા અતિ પડી ગુણુકા દ્વાર,
સ્થીતી છે એ માહરી, અતિ દુઃખકારીવિયોગી નારી. સાં.

જ્યારે આ પ્રમાણે પેલી બ્રાહ્મણીનું બોલવું થયું ત્યારે પેલા છોકરાના મનમાં ઠસ્યું કે જરૂર આ બધી વાત હું મારા પીતાને હમણાંજ પુછી આવ્યો તે પ્રમાણે બધી મળતી આવે છે અને વળી આ લુગડું પણ એંધાણીમાં છે તો હું પુછું.

છો—ત્યારે જુવો માતુ શ્રી આ લુગડું તેજ હોય કે.

બ્રહ્મા—હા દીકરા મેં જ્યારનું એ લુગડું જોયું છે ત્યારનુજ મારા મનમાં ઠસ્યું છે કે આપજ મારા ચીરંજીવી પુત્ર છો.

છો—હા ત્યારે શું માતુ શ્રી આ અભાગી પુત્રને વનમાં મુકી ચાલી નીસર્યા તેજ

બ્ર—અરેરેરે મારા વ્હાલા લાડકવાયા બાલુડા હા હું તેજ આ અભાગણી માતાનું દીકરા હવે ::તારે આ દુષ્ટ મુખ જોવાનો સમય નથી માટે દીકરા આ તારી

કમરમાં દીપી રહેલો કટાર કાઢી આ તારી માતને તારા પીતા પાસે હકનું ફળ આથી મોકલી આપ જેથી પ્રભુ તારૂં કલ્યાણ કરશે.

છો—માતુ શ્રી ધૈર્ય ધરો શોક ન કરો ભાવી પ્રબળ છે જે થવાનું છે તે થયાજ કરે છે લખ્યા લેખ કદી મટવાના નથી હવે એ વાતનો ખ્યાલ છોડો પ્રભુથી વૃતીયો જોડો કે જેથી આ અધુરા રહેલા પાપમાંથી મુકત થવાય પ્રભુ પ્રભુ હવે અમારાં બન્ને અમા દીકરાનો અંત આ ણુ હવે આ દુનીયામાં આથી બીજું શું દુખ છે હરી હરી હવે હું આ પાપમાંથી કયારે છુટીશ અરે મારા કેવા અઘોર કૃત્યો કે આ સંસારમાં જન્મી સુકીત કરવા ને બદલે ઉલટો અવળે રસ્તે દોરાઇ કરેલાં સુકીત કૃત્યો ખોયા ખરે ખર મારી મોટી ભુલ થઇ છે કે ઇશ્વરી નીયમોનું અપમાન કરી પર દારામાં મોહ્યો જેના ફળમાં આજે સુકીતનુ સ્વર્ગ હોરવાને બદલે નર્ક હોરી લીધુ એ એ બધાં કામાંધનાજ ફળ ખરેખર સ્ત્રીજ નર્કનની ખાણુ છે પેલામાં કહ્યું છે કે ફટે કામકી જોગણી તીન લોક કું ખાય જીતેજી ખાય કલેજા ઓર મુવે નર્ક લે જાય હા હા કેવો કર પરદારા સાથે પ્યાર કરવામાં ગુજાર્યો છે અરેરે મારા આર્ય બંન્ધુઓ જે કોઇ પરદારા સાથે પ્યાર કરો તે જોઇ વિચારીજ કરજો નહી તો જેવું પલમાં મેં કરેલું સુકીત ખોયુ તેમ તમો પણ ખોશો ખરેખર હું અધમ અઘોરી કેમેં પુરતી તપાસ ન કરીને પરદારાના પ્રેમમાં ફસાયો તેમ ધર્મ શાસ્ત્રમાં પણ કહ્યું છે કે પરસ્ત્રી સાથે એકાન્તમાં પણ વાત ન કરવી અને સર્વને માતા ભગની તુલ્ય ગણવાં તેને બદલે મેં

કેટલો બધો અન્યાય આદર્યો અરે મારી શી મતી અરે મેં મારૂ સુકીત પર દારા સમજી પળમાં ગુમાવ્યું છતાં પણ તે પરદારાના નીકળતાં મારી જનેતાજ નીકળી હાય હરી મારી શી ગતી તો મારા સુજ્ઞ બંન્ધુઓ આપ પણ જે પરદારા સાથે ગમન કરી વ્યભીચાર કરનારાઓ છો

તેઓને નમ્રતાં પુર્વક વિનંતી છે કે જે કરો તો જો ઇને કરજો પરદારા સાથે ગમન કરવામાં કંઇ લાભ નથી

ગાયન.

ખોયુ આ જન્મનું સુકીત કામાંન્ધ બનીને
કામાન્ધ બનીને મન મુરખ કામાન્ધ બનીને
મદોન્મત બની માયામાં ફર્યો હું
પ્રેમ આલીંગન પ્રીતે દેવા ગયો જનુનીને. કામાં.
ધીક્ક ધીક્ક જીવતર મારૂ જગમાં શું જનમ્યો
સુકીત ન કીધુ સાધુ સંતને નમીને. ખોયુ.
કાશી જઇ કરવત ધારૂ કે આ દેહ હીમાલય ગાળું
પીંડ પોષણુ મારૂં કીધુ પુત્ર તો ગણીને. ખોયુ.
સ્ત્રી ચાલો પુત્ર હવે ચીન્તા ન કરીયે ભજીયે હરીને
અના સુરતી ફળઆ નીપજ્યું ગમ્યુ જે ધણીને, ખો.

આવી રીતે તે બીચારો શોકમાં ને શોકમાં સોશાવા લાગ્યો અને ત્યાં ઘણા બ્રામણોને બોલાવી પોતે આવા અઘોર દોષમાંથી કેવી રીતે છુટે તેના પ્રશ્ન કર્યાં ત્યારે તે બ્રામણોએ જણાવ્યું કે ગંગા કીનારે જઇ પીપલાના પોલા થડમાં ભરાઈ મા દીકરો સાથે બળો તો તમે તમારા દોષમાંથી મુક્ત થાઓ જયાં એવું સાંભળ્યું કે તરતજ પુત્ર એ માતાના રૂપીયા ગુણકાને ગણી આપ્યા અને માતા પુત્ર ગંગા તરફ પોતાનો દેહ પાડવા નીકળી પડયાં ત્યારે

પણ સતીયો પણુ જમી રહ્યા પછી અનસુયાને કેવા લા· ગ્યાં કે હે દેવી હવે હદ થઇ છે અને તમો આ સૃષ્ટીમાં અમારા કરતાં વધારે શીયળ શાધ્વી છો અને અમે તો તમારા તેજ આગળ કંઇજ નથી ને હવે હમારો હંકાર પણુ ઉતર્યો છે માટે કૃપા કરી હવે હમને અમારા પ· તિ સોંપો.

અ—દેવીયો દેવીયો આ તમે શું બોલો છો હવે સોંપવાની તો વાત કરવીજ નહી કારણુ કે જ્યારે હું ત- મોને સોંપુતો પછી આપારણું ખાલી પડે છે માટે આ· વ્યા તે રસ્તે પાછાં જાવ એમ ધણીવાર સુધી દેવીયો અનસુયાને નમ્રતા પુર્વક મનાવે છે પણ દેવી એકના બે થતાં નથી તો પણુ સતીયો ધણું કરગરે છે.

અ—કહે છે કે જાવ પારણાંમાંથી લઈ જાવ એમ કરગરો છો શું કરવા ત્યારે ત્રણે બોલ્યાં કે હે દેવી અમે આ બાળક રૂપને લઇ જઇ શું કરીયે.

અ—જ્યારે તમો કહો છો ત્યારે હું તમને તમારા પતિઓ આપુ છું માટે લઇ જાવ

ત્રણે—ક્ષમા કરો ક્ષમા કરો રેમ કરો અને કૃપા દ્રષ્ટી કરી હતા તેવાજ રૂપમાં અમને પાછા સોંપો જેથી અમો તમારા ધણાં આભારી થઇ શું હે દેવી અમને દુ ખ આપનારીયોજ આ તમારી પુત્ર વધુવો છો જો હમો એ હઠના લીધી હોતને આપને ત્યાં મોકલ્યા પણુ નાહોત તો આમાંનુ કંઇ નાથાત એ સર્વ દુખનું કારણુ હમોજ છીયે અને હમને હમારી હઠના ફળ મળી ચુક્યાં છે માટે માતુ શ્રી હવે તો રહેમ કરો કૃપા કરો દુ:ખ હરો અને સુખ કરો અને કૃપા કરી હમને હમારા સ્વામીયો સોંપો

ત્યારે અનસૂયા સમજ્યાં કે હવે દેવીયોને થયલો અહંકાર ઉતર્યો છે પણ મારાથી મારા પતિની આજ્ઞા સીવાય તેમ-ને કેમ સોપાંય

અ—હે દેવીયો તમો કહો છો તે તદન ખરૂ છે તથાપી મારાથી મારા પતિની આજ્ઞા રીવાય એક તસુ પણ ચલાય નહી માટે હું મારા પતિ પાસે જવું અને જો તે આજ્ઞા આપે તો પછી તમે તમારા પતિયોને ખુશીથી લઇ જાવ.

ત્રણે—ભલે દેવી જેવી આપની ઇચ્છા કે તરત ત્યાંથી અનસુયા પોતાના પતિની આજ્ઞા માટે જયા મુની નીત્ય કર્મ કરતા બેઠા છે ત્યાં આવ્યા



# પરીચ્છેદ બાર.



જુવો જ્યારે આવી રીતે દેવી પોતાના પતિ પાસે આજ્ઞા લેવા ગયા ત્યારે પણે ત્રણે જગત માતાઓ અરસપરસ વાતો કરે છે.

લ—કેમ બહેન પાર્વતીજી જોયો સતીનો ચમત્કાર જેને દેવો પણ તાબે થાય છે તો વળી આપણો શો હીસાબ.

પા—હા હા તમારૂ કહેવું સત્ય છે ને વળી આપણે ખાલી પીલી નકામાં વાદ વિવાદ કરી પતિને દુખી કર્યા અને શીયળ સાધ્વી સાથે વૈર કર્યું તો આપણેજ પાછો તે મને નમવાનો વખત આવ્યો.

સા—પેલાંથી નારદે સમજાવ્યા, સતિયોએ સમજાવ્યા છતા ફોગટ હાથે કરી બલા હોર અને વૈર કર્યું તો કર્યું પણ જન્મારાનું મહેણું રહ્યું અને જગતમાં નીચુ જોવાનું થયું

લ—હા બેન હા એતો હવે સૌને રાંડયા પછીજ ડહાપણ આવે પણ જુવો ત્યારે તમે જાણો કે હું મોટી પાર્વતી જાણે હું મોટી અને હું જાણું હું મોટી પણ આપણા ત્રણેમાં કોઇ નહી બસ ફકત મોટાંના શીયળશાધ્વી સૌથી શ્રેષ્ઠ સૃષ્ટીમાં અત્રીના નારી અનસૂયાજ છે. હાવી રીતે તેઓ વાતો કરેછે ત્યારે પેલા મા દીકરાએ ગંગાજી કરેલું ગમન હવે રાત્ર દીવસ ચાલતાં પુરૂં થયું છે. અને ઠેઠ ગંગાજીના ઘાટ પર આવી પ્હોંચ્યાને ત્યાં આગળ મુકામ કરી એક સારૂં જુનું પીપલાનું થડીયુ તથા બ્રામણને બોલાવી પેલું થડીયું પણ

પોતે લેઇ આવી પોતાના પીતાની ક્રીયા કરી. અને પેલા પોળા ? થડમાં માને પેસવા આજ્ઞા કરીને પોતે દેવતા સળગાવી દીધો અને પેલા થડીયા પરથી વીગેરે ખુબ રેડી પેલા બ્રામણને સુચવ્યું કે ભલા બ્રામણ જો અમે આથડીયામાં પેસીયે કે તારે ઉપરથી દેવતા મુકી અમને આઅદાહ કરવો અને જે આ દર દાગીના રોકડ હોય તે તારે લઈ જવું અને અમારા મા દીકરાની ક્રીયા તેમાંથી કરવી અને વધે તેટલું બધું તારે લેવું. પેલા બ્રામણે કહ્યું ;સારૂં હવે પોતે તૈયાર થઇ પેલા પીપલાના થડમાં પેસે છે.

**ગાયન.**

વીપત પડી વસમીરે, મારી માવડી,
ક્ષમા કરતું તુ મુજ, અપરાધ જો,
મુજ કારણ વેઠો, દાવાનળ આ સમે,
એ કર્મ ગતીનો, આવી નડીયો બાધજો. વિ.
જે ઉછંગે સુખ આનંદથી પ્હોડતા,
તે ઉછંગે આજે ઉઠવાના લાયજો. વિ.
અણધાર્યું આવ્યુંરે, વિપતનું વાદળું,
કેવો વિધાત્રીયે અવળો કીધો ન્યાયજો, વિ.
પુર્વે પાશ્રીત પુરણ મેં કીધાં હશે,
તોડયો હશે સાચા સ્નેહનો સંબંધજો. વિ.
ગોચરને ઉખેડયાં, ગોઝારો થઇ,
દયા ધર્મના મારગ, કીધા હશે બંધજો. વિ.
સાધુને સંતાપી સત્ય ઉવે ખીયા,
કે ગૌ બ્રામણને દીધી હશે મેંગાળજો વિ.
કે પતિવ્રતાના પ્રીતમનો પરાજ્ય કર્યો,
કે કુંવારીને કુડાં ચડાવ્યાં આળજો. વિ.
શોક તજો સન્મુખથી, સ્યાણા આ સમે,

હવે આપણુ કરીએ સીદ્ધ કામજો
કરી સ્મરણુ કેવળ કેશવના નામને
.ભગવાન વિનવે બેલી અંતે શ્રી રામજો. વિ.

આ પ્રમાણે શ્રી ઇશ્વર સ્તુતી કરીને પુત્ર અંદર થડીયામાં પેઠો એટલે તેની મા બ્રામણી બોલી કે ઇશ્વરની ગતી ન્યારી છે આહા મારી શી દશા. હરી હરી જ્યારે તુ એક જ ગુનાવાળાને આટલો બધો દંડ આપે છે તો એથી વધારે ગુન્હા કરનારને કેવો દંડ આપશે. શ્રીહરી તારે ત્યાં અદલ ન્યાય છે. અને તું જે પતિ વીરૂદ્ધ ણો-ને શીક્ષા કરે છે તે વ્યાજબી જ છે. હું કોણુ અને કયાં-ના રહીશ. મારો પતિ કોણુ મારી જન્મ ભુમી કયાં અને મારી મરણુ ભુમી કયાં શ્રીહરીએ સર્વ તારીજ લીલા છે. ને તેની સાથે જે હું અતી દુખી થઇ. આ અવસ્થાને પ્હોંચી તેનું કારણુ પતિ વિરૂદ્ધ હઠ છે. અને તેનેજ મને આ દશાએ પોંચાડી છે.તો એવી સ્ત્રી હઠને હજારો ધીક્કાર છે. અને મારા જેવી નરાધમ હઠીલી સ્રીયોને પણુ ધીક્કાર છે કે જે પોતાના ધર્મને સારી રીતે ન ઓળખતાં હમેશાં પતિ વીરૂદ્ધ રહે. માટે આર્ય બન્ધુઓ તથા બહેનો જુવો મેં જ્યારે હઠ કરી ત્યારે મને કેવાં ફળ મલ્યાં. માટે મારી સદગુણી બેનો જુવો તમારામાં પણુ કવચીત એવો ગુણુ હોય તે દુર કરી પ્રીતે પતિ શેવા કરી પ્રભુ ભકતી-માં નીમગ્ન રેહેજો.

આ પ્રમાણે તે શ્રી હરીનું સ્મરણુ કરતી પેલા પી-પલાના થડીયામાં પેઠી અને કહ્યુ કે

નૃપ માર ચલી અપને પીયુ કે
પીયુ કા સર્પ ડસ્યો દુઃખ કી ભરીમે

દઉ ન દેને ચલીચાર ચોર મીલે
ઉને જાય બેચી ગુનકા ઘરમે
સુત મેરો ભયો દુઃખ મેરો ગયો
ફીર જાય ગીરી અગની કુંડમે

આ પ્રમાણે તે પોતાના પુત્ર સાથે બળી મોઇ વાંચકો પ્રત્યે વિનંતી કરવાની કે જ્યારે સ્ત્રીયો અહંકારી થઈ પતિ વિરૂદ્ધ જેટલાં કાર્યો કરે છે ત્યારે તેને આવી હડીલી બ્રામણીનાં જેવાં ફળ મળે છે. તો આપ સુજ્ઞ વાંચકોએ જ એ ઉપર પુરો વીચાર કરી લેવો કે અવળે રસ્તે ચાલનારાઓને કેળવણી આપી તેમ નહી કરવા સુચવવું જેથી હું આપનો અધીકા અધીક આભારી થઇશ શાંન્તા શાંન્તા
હવે આપણે દેવી અનસુયા ભણી ચાલો જ્યારે દેવી મુની પાસે આવ્યાં અને મુનીને સર્વ વાતથી વાકેફ કરી કહ્યું કે જો મને આપના તરફથી આજ્ઞા મળે તો હું તેમને તેમના પતિને પાછા જેવા હતા તેવા સોંપુ.

**અ**—દેવી તે તો ખરૂં પણ કંઈ તમોએ વિચારકર્યો

**અન**—હા.

**અ**—શો વિચાર કર્યો તે જણાવો.

**અન**—વિચાર તો એ કે ઘણા દીવસની મારી તેમના સાથે માતા પુત્રની પ્રીતી અને જ્યારે તેઓ જસે ત્યારે પારણાં ખાલી રહેવાના તેથી જો આપની આજ્ઞા હોય તો તેઓ પાસે હું વર માગી લઉં.

**અ**—જાવ સતી પધારો મારી ઇચ્છા પણ એમ જ હતી. ને તે વિચાર પણ તમોને આવ્યો છે તો જાવ સુખે હવે તેમને સોંપી દઇ વર માગી લો હું અતિ ખુશ છું ને હું પણ તેઓનાં દર્શન કરવા આવું છું.

**અન**-ભલે પધારો એમ કહી દેવી ત્યાં ત્રણે જગત માતાઓ બેઠાં છે ત્યાં આવ્યાં અને પેલા ત્રણે બાળકરૂપી દેવો હતા તેમને પાછા પોતે પોતાના શીયળના પ્રતાપે હતા તેવા કર્યા અને સતીયોને સોંપ્યા.

**વિ**--અહો દેવી સૌથી સ્ત્રીમાં શ્રેષ્ટ શીયળ શાધ્વી અનસૂયા હું તથા બ્રહ્મા રૂદ્ર મારા શીયળ વ્રત પર તેમજ તમારી પ્રેમપુર્વક ભકતીપર ઘણા જ પ્રસન્ન છીયે તો માગો માગો જે જોઇયે તે આપીયે.

**અન**--શ્રીવિશ્વંભર સરજનહાર પાલણહાર સંહારનાર દીનાનાથ દીનબંધુ દીન દયાળ જ્યારે આપ વર આપવા તેયાર થયા છો તો એટલો જ વર આપ કે જુવો હમે તમે જશો એટલે આ સતીના હાથમાંની પારણાની દોરી પૃથ્વીપર પડવાની અને પારણાઓ સુના થવાના માટે તમો ત્રણે મારે ત્યાં અંશરૂપે અવતાર ધારણ કરો ને તમારા ચરણ કમળની સેવા કરી સદ્દગતી આપી તમારે સર્ણે રાખો.

**ત્રણે**—તથાસ્તુ દેવી સ્થાસ્તુ કેમ દેવી હવે કંઇ ઇચ્છા છે.

**અ**—પ્રીય પ્રભુ હવે શી ઇચ્છા હોય હવે કંઇ ઇ-ચ્છા નથી પણ આજને આજન જવાય જે થાય તે આ-વતી કાલે.

**ત્રણે**—ભલે તમારી ઇચ્છા તેમ છે તો તેમ એટ-લામાં અત્રીમુની પધારે છે અને દંડવત કરી પ્રભુના ચ-રણમાં લોટી પડી સ્તુતી કરી કહે છે કે હે વિશ્વંભરનાથ અમારા થયેલા અપરાધ ક્ષમા કરશો હમે તો તમારા બાલક છીએ એટલે શ્રી પ્રભુએ તેમના મુસ્તકપર હાથ મુકયો એટલે સર્વ દેવોએ આકાશમાંથી પુષ્પ વૃષ્ટી કરી અને ઇંદ્ર ચંદ્ર સૂર્ય નારદ આદીએ ત્રીશ કોટી દેવતાઓ-

એ જય નાદના ઘોશ સાથે દેવીને ત્યાં પધારી કહેવા લાગ્યા કે—

શીયળ સાધ્વી અનસૂયા નહી તમ સમ કોઇ તરૂણી
ધન્ય ધન્ય સતી તમને આજ હેતે અત્રીની ધરૂણી
વાહ સતી અનસૂયા ભીક્ષા નગ્ન થઈ પીરસી તમે
દેવોને બનાવ્યા બાળ પુત્ર થઈ પારણુ રમે
દેવી અનસૂયા સમ સતી નજરે કોઈ ભાળી નહી
શીયળ વ્રત પુરૂં દાખવ્યું ટેકને તરછોડયો નહી.

ધન્ય છે સતી ધન્ય છે એમ કહેતા કહેતા શ્રી પ્રભુના દર્શનાર્થે સર્વે ત્યાં આવ્યા અને અત્રીને તેમજ દેવીને ઘણુા ઘણુા ધન્ય વાદ આપવા લાગ્યા કે સાચી શુદ્ધ શાધ્વી તો સૃષ્ટીમાં તુંજ છે અને હે દેવી આજથી તમારૂં નામ જગમાં અમર થશે ત્યારે દેવી તથા મુની સર્વની સ્તુતી કરવા લાગ્યા અને કહેવા માંડયું કે નારદ ઈંદ્ર ચંદ્ર સુર્ય આદી તેત્રીશ કોટીદેવોને હું અભીનંદન કરૂં છું ને જે આપ મને ધન્યવાદ આપો છે તે ધન્યવાદને લાયક હમે નથી પણ આ જગતજનુની દેવીયો છે કે જેમને શીયળપર વાદવિવાદ કર્યો ત્યારેજ મારા ભાગ્ય ખુલ્યા ત્યારેજ મને શ્રી પ્રભુના દર્શન થયા જેથી હું તેમનાં દર્શને પાવન થઇ અને વળી તેમના પ્રતાપે:તમારો સર્વે દેવનાં પણ દર્શન થયાં જેથી મારાં પણ ધન્ય ભાગ્ય કે આપો આપ સર્વે દેવોએ પધારી મને કૃતાર્થ કરી આ પ્રમાણે સર્વેને અત્રી તથા દેવીયે દંડવત કરી આરતી ઉતારી આ પ્રમાણે સર્વેદેઓએ મળી વિષ્ણુની અર્ધપાદ પુજા કરી સતીને ધન્યવાદ આપતા બીજે દીવશે સતીની આજ્ઞા લઇ તેઓ વૈકુંઠમાં ગયા.

# પરીચ્છેદ ૧૩



હવે દૈવ ઇચ્છા બળવાન છે જ્યારે રૂષી આત્ર સો વર્ષની તપશ્ચર્યામાં લીન થયા ત્યારે દૈવીક ઇચ્છાથી રૂષી તપમાં આરૂઢ થયા પછી સો વર્ષનો કાળ પડયો જેમાં તમામ વનસ્પતીયો જમીન દોસ્ત થઇ પાણીના નવાણું સુકાઇ ગયા ને વળી ઝાડોપરના પત્રો સુકાઇ જમીનપર એક મોટા ઢગલાના રૂપમાં થઇ પડયા અને તમામ વૃક્ષોના થડીયાં એકલાં રહ્યાં અને ફળ ફુલ કંદ મુળ વિગેરેને પણ પાણી ન મળવાથી તેવો પણ સુકાઈ ગયાં આવો જ્યારે દુષ્કાળ પડયો ત્યારે તમામ પ્રાણીયો પશુ પક્ષી આદીક પ્રાણીયો આકુ વ્યાકુળ થવા લાગ્યાં તેવે સમયે અત્રિ રૂષી પોતાના ઇષ્ટ દેવનું સ્વરૂપ રદયમાં ધારણ કરી સમાધીમાં નીમગ્ન થયેલા તે સો વર્ષમા એક વર્ષ ઓછે સમાંધીમાંથી મુક્ત થયા ત્યારે દેવીએ પણ પોતાના પતિની શેવા ભુખ તરસ રોગ વાયુ વરસાદ ટાઢ તડકો કાંઇ ન ગણુકારતાં શ્રી મુનીની શેવા કરવામાં તલ્લીન થઈ અતિ હર્ષીત થયા હતાં જેથી તેમને બીલકુલ દુષ્કાળની અસર પણ લાગી નહીં પણ જ્યારે મુની ધ્યાનમાંથી જાગૃત થયા અને તૃષા લાગવાથી અનસૂયા પાસે જલ માગ્યું તે વખતે તરત પોતાના પતિની આજ્ઞા માથે ચડાવી હાથમાં કમંડલ ધારણ કરી પોતે પાણી લેવા નીકલ્યાં પણ સતીના મનને વિચાર થયો કે હવે પણી કંઈ એકદમ મળી શકવાનુ નથી માટે હું પાછી પતિની આજ્ઞા

લેવું એમ કરી પાછા પોતે ત્યાં અત્રી પાસે હાથ જોડી કહેવા લાગ્યા કે હે મહા મુનિ તમોએ જ્યારથી સમાધી ચડાવી હતી ત્યારથી તે આજ સુધી સો વર્ષનો દુકાળ રહ્યો ને જે કમંડળમાં પાણી હતું તે પણ આજે તમારા તપના પ્રતાપે અક્ષણુમાં જોત જોતામાં સુકાઇ ગયું માટે હે મુની આપ આ સુખા આશને બીરાજો અને હું હમણાંજ જ્યાંથી ત્યાંથી પાણી શોધી લાવું છું એમ જ્યાં સતીયે કહ્યું કે તરત અત્રી બોલ્યા કે દેવી તમારા બોલવાના ભાવાર્થ હું તદન સમજી ગયો છું માટે જાવ મારી આજ્ઞા છે જ્યાં એમ દેવીને રૂશીએ કહ્યું કે તરતજ દેવી પાણીની શોધમાં નીકળ્યાં પણ જ્યાં જુવે ત્યાં સુકું ભડ જોવામાં આવતું પણ સતી તો શોધમાંજને શોધમાં ઘણેજ દુર નીકળી ગયાં એવામાં એકાએક તે વનમાંથી દવની થયો કે હે સતી પ્રાણ પતીની ચરણુ સેવામાં તત્પર થતી ક્યાં જાય છે તારા કમળ સરખા કોમળ ચરણ વડે આ આ તપેલી પૃથ્વીપર આમ તેમ કેમ ફરી ઘણો શ્રમ લેછે હે પ્રીય સખી આ અપાર અમોઘ વાયુમાં તારી ચાલવાની ગતી અટકાવે છે છતાં તું બીન અટકયે કેમ વ્યાકુળ ચીત્યે દોડી દોડી જાય છે હે કોમળ અંગવાળી આવી આતુર તું શા કારણથી રહે છે. હવે દેવીએ આવાં વચન જ્યારે સાંભળ્યાં પણ તેનો જુવાબ વાળવા જો એ રહે તો પોતાના પ્રાણ પતિને પાણી પ્હોચાડવામાં ઘણો વિલંબ થાય માટે તે શબ્દો કઇ બાજુથી આવ્યા તે પણ જોતાં બોલ્યા કે ચાલવાં લાગ્યાં પણ પાછો દીલમાં વિચાર આવ્યો કે જો હું તેને જુવાબ નહી આપું તો અહંકારી ગણાઇસ અને જ્યારે તે શબ્દો મારા સાંભળ્યામાં આવ્યા

છે તો મારે તેનો જવાબ આપવો જોઇએ એમ ધારી બોલ્યાં કે આપ કોણ છો અને છો તો એમ સંતાયલાં શું કરવા રહો છો મને આપના દર્શન આપી કૃતાર્થ કરો જ્યાં દેવીએ એમ કહ્યું કે તરત તે અને સતીને દર્શન આપ્યાં ત્યારે સતીએ પુછયું કે આપ કયાંથી આવ્યા છો બ્હાર આવ્યાં છો અને અહીં પધારવું શા માટે થયું છે. તેમ હે દેવી હું તમોને ઓળખતી પણ નથી ને હવે હું તમારો હાલ જાણવા વધારે વખત રોકાઇ જાવું તેમ પણ નથી કારણ કે મારા પ્રાણનાથે મને પાણી લાવવાની આજ્ઞા કરી છે અને તેમાં વખત ઘણો ભરાયો છે તેથી તમારા હાલ જાણવા લાચાર છું તો મને ક્ષમા કરશો હું મારા પતિને પાણી શોધી લાવી તેમને પ્હોંચાડી પછી આપનો આદરસત્કાર કરીશ આવા વચન સાંભલી તે દેવીએ કહ્યું હે સતી હવે આટલેથી અટકો કારણ કે હાલ દુઃખદાયક સો દુકાળી ચાલે છે માટે એવા દુકાળમાં શો યોજન સુધી પણ તમો કદી જશો તોએ પાણી મળવાનું નથી તેથી વૃથા શ્રમ ન કરો જ્યારે આવા તે દેવીના વચન સતીએ સાંભળ્યાં ત્યારે તે ઘણાં નીરાશ થયાં અને વ્યાકુળ ચીત્તે શ્રી પ્રભુને વિનવવા લાગ્યાં કે હે દીનાનાથ ભક્ત વત્સળ ભગવાંન પ્રભુ હવે હું શું કરૂં અને કયાં જાવું અને પતિને પાણી કયાંથી લાવી પાઉં અરેરેરે હું કેવી કર્મ હીન ભાગ્યશાળી કે આજે સો વરસે સ્વામી ધ્યાંનમાંથી જાગૃત થયાં ત્યારે મે સંઘરી રાખેલું કમંડળનુ પાણી પણ સુકાઇ ગયું એ ખરેખર મારા પ્રાણવલભ પ્રાણ પતિની તપસ્યાનો પ્રભાવ હોવો જોઇયે કે આ વખતે હું પાણી લાવી આપી સ્વામીને રાજી રાખવા શક્તીમાન નહી થાઉં એ પણ એક કર્મ ગતીનોજ વાંક હે દેવી ભગવતી ભા-

ગીરથી હે મોક્ષદાતા સરસ્વતી આ તમારી પુત્રી પોતાના પ્રાણ વલભ સારૂ પાણી લેવા આવી છે પરંતુ કયાંય મળતું નથી માટે હું દીન પુત્રી આપને વીનવું છું કે કૃપા કરી મારા સ્વામી સારૂ એક કમંડળ પાણી આપો અરે સો દુકાળી ગઇ તો તે પણ જરા જણાઇ નથી તો પણ આ વખતે હું આપને લાચારીથી વીનવું છું કે મારા પર કૃપા કરી મને એક કમંડલું પાણી આપો અહો દૈવ દીનાનાથ વિશંભર મારા એવાં કેવાં ભાગ્ય કે પતિ શો વર્ષે ધ્યાનમાંથી જાગ્યા અને તેમને તૃષા લાગી ત્યારે માત્ર દુઃખ પાણીનું આવ્યું હો દૈવ પ્રભુ પ્રભુ એમ દેવી નીરાશ થઇ શ્રી પ્રભુને વારંવાર વીનવવા લાગ્યા. અને પોતે ઘીકરમાં ને ઘીકરમાં મુર્છીત થઇ પૃથ્વીપર પડયા તે સર્વ આ બધું પેલા જે વનમાંથી નીકળેલાં દેવી જોયાં કરતાં હતાં તે તરતજ પાશે આવ્યાં અને તેની શીયળના પ્રેમ ભક્તીને અતિ ધન્યવાદ આપી કહેવા લાગ્યો કે હે દેવી અનસૂયા ઉઠ ઉઠ જો હું કોણ છું એમ વૃથા શોક શા માટે કરેછે જ્યા દેવીએ સાંભળ્યું તો સાક્ષાત ભાગીરથી માતાને જોયા ત્યારે દેવીએ તેમને નમતા પુર્વ દંડવત કર્યા અને સ્તુતી કરવા લાગ્યા ત્યારે ભાગીરથી બોલ્યા કે હે દેવી અનસુયા હું તારા શીયળ પર તેમજ તારી પતિ પરની સેવા પ્રેમ ભક્તિ પર ઘણીજ પ્રસન છું તો માગ્ય માગ્ય જે માગે તે આપું ત્યારે દેવીએ કહ્યું કે હે માતુશ્રી હાલ મારે બીજુ કંઈ ના જોઇયે હાલ તો મારા પ્રાણ વલભ માટે પાણી આપો ત્યારે તરત તે દેવી બોલ્યાં કે ગભરાઇશ નહી અહીં એક ખાડો ખોદ જો હું ભાગીરથી ભેગા હાલ તારી પ્રત્યક્ષજ આવી છું અને તારા પર અતિ પ્રસન છું આ પ્રમાણે જ્યારે ભાગીરથીએ કહ્યું કે તરત-

જ દેવીયે ત્યાં ખાડો ખોદયો કે તરતજ ગંગાજળથી ભરાઇ ગયોકે તેમાંથાં દેવીએ તેમની સ્તુતી કરી પાણીનું કમંડલું ભરી લીધું અને પાર્થના કરી કહ્યું કે હે માતુ શ્રી આપના પધાર્યાના ખબર મારા પ્રાણ પતિ સાંભળશે તોતે પણ તમારા દર્શનની ઇચ્છા કરશે માટે જ્યાં સુધીમાં અ-હીં પાછી ના આવું ત્યાં સુધીમારા પર કૃપા કરી અહીજ રહેશો એવી મારી આપના કહેવા પ્રમાણે મારી માગણી છે ત્યારે ભાગીરથી બોલ્યા કે હે પુત્રી તું તારા પતિ પર ઘણો પ્રેમ ભાવ રાખી શેવા કરે છે એવા તારા પતિની સેવાનું એક વર્ષનું ફળ તું મને આપશે તો અહીં ખુશી-થી રહીશ જ્યારે પોતે એવું સાંભળ્યું ત્યારે અનસૂયાએ તે પ્રમાણે કબુલ કર્યુ અને પછી પોતાના પ્રાણનાથ પાસે ઉતાવળાં ઉતાવળાં પોતાના પતિ પાસે ગયાં અને પેલું ભાગીરથીનું ગંગાજળ પીવા આપ્યું ગંગાજળ પી અત્રી રૂશી ઘણાં તૃપ્ત થયાં અને દેવીને પુછયું કે હે દેવી આ જળ કયાંથી લાવ્યાં ત્યારે દેવીએ સર્વ હકીકતથી મુનીને વાકેફ કર્યા તે સાંભળી રૂશી ઘણા આશ્ચર્ય થઇ ત્યાંથી ઉ તાવળા ઉતાવળા તેમના દર્શનાર્થે દોડી ગયા અને દર્શન કરી પાર્થના કરી કે હે દેવી હવે આશ્રમમાં પધારો ત્યારે દેવીએ કહ્યું કે હે મહા મુનિ જો તમો સદાશીવને પ્રસં ન કરો અને દેવી મને એક વર્ષનું પતિ સેવાનું ફળ આપે તો હું ખુશીથી તમારે આશ્રમે આવું મને અન-સૂયા સાથે રહેવું ઘણું પ્રસંન છે ત્યારે રૂશીયે કહ્યું ભલે જેવી ઇચ્છા તેજ વખતે ત્યાંને ત્યાંજ શીવનું તપ માંડયું અને શીવને પ્રસન્ન કરયા અને તેમની કૃપા વડે પોતાને આશ્રમે લઇ ગયા તે ભાગીરથી ગંગા આજ આ સૃષ્ટીમાં અત્રી ગંગાય નામે પ્રસીદ્ધ છે.

આ પ્રમાણે અહીં ભાગીરથી પ્રસન્ન થઇ અત્રી જેવા મહા મુનીને આશ્રમે પધાર્યા ત્યારે પણે એટલે વૈકુંઠમાં એક સમયે લક્ષ્મીકાન્ત એવા જે વિષ્ણુ તે પોતાના પ્રીય પત્નિસહ એકાંતમાં બેઠાં તે ત્યારે લક્ષ્મીએ શ્રી પ્રભુ પ્રત્યે પુછવા માંડયું કે અહો દીનાનાથ ભક્તવત્સળ ભુધરજી દેવી અનસુયાનો પ્રતાપ તો જોયો પણ હવે એ શીવાય કોઈ બીજો છે.

વિ—હા, પણ આપ પુછોછો તે ગર્વથી કે ગર્વ રહિત.

લ—કેમ પ્રભુજી એમ બોલ્યા.

વિ—કેમ તે એમજ, હવે તો પકકું કર્યા સીવાય તમો પુછો તે કહેવુંજ નહીં, નહી તો પસ્તાઇએ હજુ યાદ છે ભુલ્યા નથી.

લ—વાહ વાહ પ્રભુ તમો પણ ઠીક યાદ રાખતા દેખાવ છો પણ વારંવાર કંઈ એમ નહોય. પણ સ્હેજ સ્વભાવીક પુછું છું.

વિ—ત્યારે તો ઠીક, જુવો હજુ એક એમની જોડ હજી નર્મદા નામની સાધ્વી છે. તેમનો પણ પ્રતાપ એમના જેવોજ છે.

લ—હે પ્રભુ તે કોણ છે, અને ક્યાં રહે છે અને તેમનો કેવો પ્રતાપ છે.

વિ—દેવી તે સૌ વખત આવે જણાવીશ, ચાલો હવે જમી લઇયે.

---

# પરીચ્છેદ ચૌદ.

---



જુવો આપણે આગળા પરીચ્છેદમાં વાંચી ગયા છીયે કે શ્રી પ્રભુએ શ્રી લક્ષ્મીજી પ્રત્યે લક્ષ્મીજીના પુછવાથી સતી નર્મદાનું જણાવ્યું હતું પણ પ્રીય વાંચકો તે નર્મદા કોણ હતાં તેથી તથા તેમના કાંમોથી આપણે અજાણ્યા છીએ. તો જુવો એ નર્મદા પ્રતીષ્ટાપુર-મા રહેનાર સોમશર્મા નામે વિદ્વાન બ્રાહ્મણની પુત્રી હતી જ્યારથી એ પુત્રીનો જન્મ થયો હતો ત્યારથી તેની માતા મરણ પામી હતી તેથી બ્રાહ્મણે પોતાની એકની એક પુત્રી જાણી તેને અતિ કષ્ટ વેઠી ઉછેરવા મહેનત લીધી હતી પણ ઇશ્વરી બળવાન તે પ્રમાણે તે બ્રાહ્મણ મહા કાળજવરના રોગથી પીડાવા લાગ્યો ત્યારે તેને પોતાની નાની પુત્રી નર્મદાને પોતાના મીત્ર ચંદ્રચુડને સોંપી અને પોતે થોડાજ વખતમાં મરણને શરણ થયો હવે જે ચંદ્રચુ-ડને નર્મદા સોંપવામાં આવી હતી તેને પણ કંઇ સંતાન ન હોવાથી પોતે તેને પોતાની પુત્રી તરીકે ગણી પાળી પોશી મોટી કરી વેદ પુરાણો ધર્મ શાસ્ત્ર વિગેરેમાં તેને નીપુણ કરી અને તે પુત્રી દરેક બાબતોમાં એવી હોંસી-યાર થઇ કે તેને ચંદ્રચુડ જોઇ અતિ આનંદ પામતો અને જેવી તે હોશીયાર અને સર્વ કલામાં કુશળ હતી તેવીજ તે સ્વભાવે સરળ વિવેકી અને સદગુણી તેમજ જેવા પતિવ્રતાના લક્ષણો જોઇએ તેવા લક્ષણોથી ભરપુર સર્વ ગુણ સંપન વીનયતાવાલી તે હતી અને તેનું સગપણ પણ તેના કમનસીબે તે સગપણ ઝાઝીવાર ટક્યું નહીં. એટ-

હેજ કે તે બીચારો થોડાજ વખતમાં મરણ પામ્યો. તેના જેવાજ સ્વભાવવાળા કાંતિદાર ધર્મશાસ્ત્ર વિગેરે બાબતમાં નીપુણ એવા ગુણ વાળા બ્રંહ્મ પુત્ર જોડે પણ સગપણ કર્યું હતુ પણ ત્યારે ફરીથી પાછું બીજી જગોએ સગપણ કર્યું, પણ લાચાર તે પણ પ્રથમની પેઠેજ એ પ્રમાણે પાંચ વખત રાગ પણ કર્યું પણ તે પાંચે દૈવ ઈચ્છાએ પરણુતા પહેલાં મરણ પામ્યા તેથી નર્મદા ઘણો ખેદ પામવા લાગી અને તપશ્ચર્યા કરવાનો પોતે સકલ્પ કર્યો અને પોતે પીતા ચંદ્રચુડની આજ્ઞા લઈ વનમાં તપશ્રીયા આઆદરી અને શ્રી પ્રભુને પ્રસન્ન કર્યા અને પોતે એટલી બધી કષ્ટતાથી તપશ્રીર્યા કરી કે તે તપશ્રીર્યાના પ્રતાપે તે સ્વદેહે સ્વર્ગમાં જવાને સમર્થ થઇ અને પોતે તે તપશ્ચર્યાના પ્રભાવે દર રોજ દેવસભામાં જવા લાગી અને ત્યાં દેવ સભામાં જઇ દેવની સભામાં ચાલતી ધર્મ વિષેની ચર્ચાઓ સાંભળવા લાગી આ પ્રમાણે ઘણાક દીવસથી જાવ આવ કરતાં હતાં પણ એક સમયે વેદાંતની ચર્ચા ચલાવતાં કંઇ પ્રશ્ન દેવો તરફથી અધુરો રાખ્યો અને સર્વેને કહ્યું કે આ પ્રશ્ન કાલે પુરો કરીશું. એમ દેવો તરફથી કહેવામાં આવ્યું એટલે સતી ત્યાંથી ઉઠી ચાલતાં થયાં. પણ કંઇ કારણ સર પાછાં પોતે અડધે રસ્તેથી સ્વર્ગ બણી ફર્યા અને દેવ સભામાં આવ્યાં ત્યારે ત્યાં પોતે જે જગા પર બેઠાં હતાં તે જગોને દેવોને પવિત્ર કરતા જોયા જેથી તેમણે પુછ્યું કે હે દેવો તમે આ શું કરો છો અને આમ કરવાનું કારણ શું છે જ્યાં સતીએ આવું પુછ્યું કે તરતજ ઇંદ્ર ભડકી ઉઠયા ને કહ્યું કે દેવી તમો તો ગયાતાને પાછાં કયાંથી આવ્યાં તેનો જુવાબ દેવીએ આપ્યો નહી એટલે ઇન્દ્ર મનમાં સમજ્યા કે આ ભુમી

પવિત્ર થતાં જોઈ એમને ક્રોધ થયો હશે અને હવે જો કદાપી હું કેહેવા જઈશ. તો વખતે ક્રોધના ભરેલા શ્રાપ દેશે તો પણ ઇંદ્ર અચકાતાં અચકાતાં બોલ્યા કે હે સતી તમારે તમારા શીયળ તપશ્ચર્યાના પ્રભાવે સ્વર્ગમાં આવ-વું એ કાંઇ અશક્ય નથી પરંતું પતિ સેવા કર્યા વિના જપ તપ ઇશ્વર પુજન દાન ધ્યાન શ્રમ ધર્મ અને દયા ઇત્યાદીક હજારો વૃતથી પણ સ્ત્રી પવિત્ર થઇ શકતી નથી કારણ કે

## છપ્પો.

પાંચ આઠ અગીયાર વર્ષની કન્યા થાયે
દેવું કન્યા દાન પછે ફળ ફોક ગણાયે
બેસે બારમુ વર્ષ કન્યા જો રહે કુંવારી
રતુ પ્રવેશે અંગનો હે કન્યા થઈ નારી
પુત્રી જેમ પગલાં ભરે ગણુ કેટલાં થાય છે
પીતા શીશ શ્રી પ્રભુ વદે તેટલી બ્રહ્મ હત્યાય છે

માટે જુવો હવે તમારૂં વય પંદર સોળ વર્ષનું થયું એટલે હવે કંઇ તમે કન્યા ન કહેવાવ પણ હવેતો સ્ત્રીમાં કહેવાય તો પણ હજુ સુધી તમારા પીતાએ તમારૂં સગ-પણ કર્યું નહીં તો જ્યાં સુધી પતિની સેવા કરવામાં સ્ત્રી સજ્જ થઇ નથી ત્યાં સુધી કરેલાં બધા વૃતો વૃથા છે.પણ તેનુ ફળ જતું નથી પણ કયારે કે જયારે પતિ સવામાં લીન થાય ત્યારે જ માટે તેથીજ આપજે જગ્યા પર બે-ઠેલા છો તે જગ્યા અપવિત્ર થવાથી પવિત્ર કરીયે છીયે. માટે હે દેવી તમને મારા બોલવા પર ખોટું તો લાગ્યું હશે પણ મને ક્ષમા કરશો ત્યારે નર્મદા ઇંદ્રનું આવું વચન સાંભળી ગદગદીત કંઠે બોલ્યા કે હે દયા નીધી

આપનું કહેવું ખરૂં છે પણ મારા પીતા ચંદ્રચુડે પાંચ વાર સગપણ કર્યું પણ તેઓ સાથે મારા લગ્ન પણ થયા નહી ત્યારે પેહેલાજ તેઓ મરણને શરણ થયા. તો હે ઇંદ્ર કહો હવે તેમાં મારો તેમ મારા પીતાનો શો દોષ હવે આપ સર્વ દેવોને વિનંતી કરી કહું છું કે જો આપ મારા પર કૃપા કરી કંઇ મારૂં કલ્યાણ થાય એવો રસ્તો બતાવતા હો તો બતાવો જેથી હું આપ સર્વ દેવોની આભારી થઇ પ્રાંતે પતિ શેવા કરી પ્રભુ ભકતીમાં લીન થઇશ ત્યારે સર્વ દેવોએ એકે અવાજે કહ્યું. હે દેવી નર્મદા હવે તમે પૃથ્વી પર જઇ ત્રણ દીવસ સુધી પોકાર કરો કે જે કોઇ મારૂં પાણી ગ્રહણ કરી મારી સાથે લગ્ન કરશે તેની હું જીવતાં સુધી કાઇક માનસીક અને વાચીકથી એક રૂપ થઇ સદા આજ્ઞામાં રહીશ. અને તેને દેવ તુલ્ય માનીશ એમ તમે પોકાર કરી સર્વને જણાવો એમ પોકાર કર્યા છતાં પણ જો કોઈ તમારી સાથે ન પરણે તો પછી તમે પતિ નહી એવા પાપમાંથી મુક્ત થશો અને પવિત્ર ગણાશો આવું જ્યારે દેવીએ દેવો પાસેથી જ્યારે એ ઉપદેશ સાંભલ્યો કે તરત દેવી પૃથ્વીપર આવી જે પ્રમાણે દેવો તરફથી કહેવામાં આવ્યું હતું તે પ્રમાણે પોકાર કરવા માંડયો પણ જે હોય તેના કહે કારણકે દેવી નર્મદાનું તેજ અને તે તેજ જો આવો પ્રભાવ હતો કે માણસ જોતાંજ અંજાઇ જાય પણ છેવટે જ્યારે ત્રીજો દીવસ થયો ત્યારે વળી ફરી પોકાર કર્યાં એવામાં એક આધી વ્યાધી રોગનો ભરપુર ભરેલો અને પતનો આભારી એક કૌસીક નામે બ્રામણ મહા અજ્ઞાનતા અને અવગુણોથી ભરેલો તેને પરણવા હા પાડી જ્યારે તે કૌસીકે પરણવા હા પાડી એટલે દેવી નર્મદાએ એવા રોગ-

વાળા પતિયાની સુગ શંકા ન લાવતાં તેમજ લોકની હાંસીની દરકાર પણ ન રાખતાં તેમણે ખુશીથી તેની સાથે લગ્ન કર્યા. અને જે પ્રમાણે સતીયે પોકાર કર્યા હતા તે જ પ્રમાણે સપુર્ણ ભાવથી પતિ સેવા કરવા લાગી અને રોગની સુગ ન લાવતાં પોતાના પતિના શરીરમાંથી નીકળતા લોહી પીક વીગેરે સારી રીતે સાફ કરીને તેમને જેમ જલ્દી આરામ થાય તેમ કરવા લાગી; વિગેરે પતિની સારી રીતે સેવા કરતી; પણ જાણો છો કે સોબતે અસર તેજ પ્રમાણે આ દુર્ગુણી અવગુણનો ભરેલો કૌશીક પણ દેવલ નર્મદા શરખી પતિવ્રતા સ્ત્રી પામ્યા પછી પોતે ઘણોજ સુધરી ગયો અને પોતાના દુર્ગુણોનો ધીમે ધીમે ત્યાંગ કરવા લાગ્યો અને જે પ્રમાણે સતી ભક્તી કરતાં તેવી રીતે તે પણ ભક્તીમાં જોડાયો હવે એક વખત તેને એવો શુભ વિચાર આવ્યો કે મેં પૃથ્વી પર અવતરી કંઇ પણ તિર્થ યાત્રા કરી નહી ને આવા રોગને પ્રાપ્ત થયો જેથી સમુળકી ગતી અટકી પણ હવે આ સ્ત્રીનો સંગમ થયો છે તો વળી આગળ જોઇ લઇશું એ પ્રમાણે તે વિચાર સુન્ય થયો હતો એવામાં દેવી નર્મદા તેમની પાસે આવ્યાં અને બે હાથ જોડી વીનવવા લાગી કે સ્વામીનાથ રસોઇ તૈયાર છે આપની આજ્ઞા હોય તો પીરસી લાવું પણ પેલા કૌશીકે જવાબ આપ્યો નહી એટલે સ્ત્રીયે ફરી પુછ્યું કે પ્રાણવલ્લભ આજ આપ કંઇ કેમ જુવાબ આપતા નથી શું કંઇ આપ ઉંડા વિચારમાં છો જ્યારે બ્રાહ્મણે તે પ્રમાણે સતીના શબ્દો અમૃત જેવા સાંભલ્યા કે તરત બોલી ઉઠયાં કે હે સ્ત્રી જ્યારથી મેં મારી માને પેટ જન્મ લીધો ત્યારથી તે આજ દીન સુધીમાં મેં કાંઇ પણ મારી દેહનુ સાર્થક કર્યું નથી. તેમ ધર્મદાન યાત્ર

પણ કર્યા નથી ને નકામો ભુપર ભાર ભર્યો છે માટે હે સ્ત્રી આજ કાલ ભાગીરથી ગંગા જેવું તીર્થ બીજું કોઇ નથી માટે મારો તે જાત્રા કરવાનો તેમ જ પરીક્રમા કરી દેહનું સાર્થક કરવાનો વિચાર કરૂં છું પણ લાચાર કે હાથ પગ મારા આત્માના જતાં પહેલાં જ ગળઇ ગળઈ સ્વર્ગે પોંચી ગયાં છે. તો હવે શી રીતે દેહનું સાર્થક થાય તેમ કરૂં, ત્યારે દેવી બોલ્યાં કે નાથ જ્યારે આપને જાત્રા કરી પરીક્રમા કરવી છે તો હું હરેક પ્રકારે આપને યાત્રા પરીક્રમા કરાવું. તેમાં આપ આવા દુખી છતાં એટલા બધા વિચારમાંને વિચારમાં ઉંડા શું કરવા ઉતરો છો. જો આપ એવા જ વિચારોમાં ઉંડા ઉતરશો તો પછી આ દુઃખમાં કેમ નહી વધારો થાય કારણ કે શુભ યા અસુભ એ એક જાતની ફીકર છે તો તેનાથી દુઃખનો વધારો થાય છે. તે વળી તમારે હું જેવી સ્ત્રી છતાં શા માટે વિચાર કરવો પડે આપની જેમ ઇચ્છા હોય તે પ્રમાણે આપની ઇચ્છા અનુસારે ચાલવા આવાસી આપની બંધાયલી છે. આવી રીતે તે સતી બોલ્યાં એટલે કૌસીકે તેને ધન્યાવાદ આપ્યો અને કહ્યું ધન્ય છે તારા માતા પીતાને કે જેની કુંખે આવું રત્નયા કયું વિગેરે વિગેરે ધન્યાવાદ આપી પોતે પોતાને આવી આજ્ઞાના અનુસાર ચાલવા વાળી સ્ત્રી મળી એવા હર્ષમાં પોતાનું દુઃખ ભુલી જઈ પ્રભુ ભક્તીમાં તલ્લીન થયો. હવે સતીયે તેને તેલ મર્દન કરી સારી રીતે સ્નાન કરાવી રસોઇ પીરસી લાવી પોતાના પતિને જમાડી સંતોષ્યા અને બીજે દીવસે જાત્રાએ જવા તૈયારી કરી હવે બીજા દીવસનો પ્રભાત થતાંજ પોતે પોતાના સ્વામીને સ્નાનદીક ક્રીયાથી પાવન કરી પોતે સ્નાનાદીકથી પરૂવારી પતિને જમાડીયો પછી પોતે જમી પરવારી એક

કરંડીયામાં સારી રીતે ગોદડાંની ગાદી કરીને તેમાં પેલા અંગ રહીત પતિયાં પતિને બેસાડયા અને પોતે તેમને પોતા મુસ્તક પર ઉપાડી યાત્રા કરાવી નીકળી તે રાત્ર દીવસ મુસાફરી કરી ઘણા ઘણા તીર્થોમાં પતિને સ્નાન કરાવતી અને જેમ પતિ ખુશ રહે તે પ્રમાણે તેની ઇચ્છા અનુસારે વર્તી આગળ વધવા લાગી.

હવે જ્યારે દેવી પોતાના પતીને તીર્થ યાત્રા કરાવતા આગળ વધવા માંડી ત્યારે એક અરૂડપુર કરીને એક સહેર હતું ત્યાં એવો બનાવ બન્યો કે તે સહેરના રાજા અકરૂડ પતિને એક પુત્રી હતી તે પુત્રી જ્યારથી જન્મી ત્યારથી તેને બ્હાર નીકળવા દેવામાં ઝાઝી આવતી નહોતી કારણ કે તેના મુખનું તેજ એટલું બધું હતું કે જે જુવે તે અંજાઇ જાય જ્યારે તેના મુખનું તેજ આટલું બધું હતું ત્યારે તેમાં વળી બીજી શી ખામી હશે કંઈ જ નહી ધર્મ શાહસ્ત્રમાં વેદ પુરાણ ઈતીહાશ સંગીત કાવ્ય યોગ ચીત્રકળા વીગેરે વિદ્યા ભણીને ઘણી હોંશીયાર થઇ હતી જ્યારે તે એટલી બધી હોંશીયાર હતી ત્યારે શું તેની ઇચ્છાઓ બીજી તરફ નહીજ ગઇયો હશે ના તેની ઇચ્છાઓને પોતે તાબે જ કરી હતી અને જ્યાં કંઈ શુભ કાર્ય અગર કોઇનું ભલું કરવામાં જતે પોતાની ઇચ્છા કરતા પણ દૈવ ઇચ્છા બળવાન છે. કે જે પુત્રી કોઈ પણ દીવસ ઘરની બ્હાર નીકળી નથી તેને બ્હાર નીકળવાની ઇચ્છા થઇ ઇચ્છા તો થઈ પણ તે કયારે કે એક વખત કંઇ અગીઆરસનો જોગ આવ્યો ત્યારે જ તે પુત્રીએ રામકુન્ડમાં સ્નાન કરવા જવાની ઇચ્છા કરી અને પોતાના પીતાને જણાવ્યું કે હે સુજ્ઞ પીતા આજ મારી એવી ઉતકંઠા થઇ છે કે આજનો આ શુભ પવિત્ર દી-

વસ અગીઆરસનો છે અને તે વળી શાહ્સ્રમાં અગીયારસનો દીવસ ગણો જ પવિત્ર તેમજ જો એ દીવસે અપવાશ કરે યા ફળાહાર કરે તો આ લોકમાં અને પરલોકમાં અતિ:શય ફળ દાયક થઇ છેવટે મોક્ષ પદ પામે તેમજ વળી જુવો આ આજના સુભ દીવસને કેટલાક લોકો અગીયારસ અગર એકાદશી એમ પણ કહે છે તો એ એકાદશી વિષેશ પુન્ય કાર્ય અને પાપ રૂપ કાષ્ટને અરણ્યના અગ્નિ સમાન છે તથા પુત્ર આપી પાપનો નાશ કરવા વાળી છે પુર્વે સુર્વણ અને રત્ન થકી ભુપીત એવા રમ્ય ભોગી નામના નગરમાં મદથી મસ્ત થયેલ એવો પુંડરીક નામનો નાગ રહેતો હતો અને તે તે નગરીમાં રાજ્ય કરતો હતો અને વળી ગાંધર્વો કીનરો અપસરાવો વિગેરે તેનું સેવન કરતા હતા હવે તે અપસરાવો પૈકી ઉત્તમ એવી લલીતા નામની એક અપસરા હતી અને એક લલીત નામનો પુરૂપ આ બંને સ્ત્રી પુરૂપ અરસપરસ કામ સક્ત હતાં તેથી ધન ધાન્ય યુક્ત એવા પોતાના રમ્યગ્રહમાં તેઓ નીરંતર ક્રીડા કરતાં હતાં હવે લલીતાના રદયમાં તો સર્વે કાલ પતિનું વાસ્તવ્ય હતું એવા વખતમાં પેલા પુંડરીક તરફથી તેને ગાવા માટે તેડું આવ્યું અને તે ત્યાં ગયો અને પોતાની સ્ત્રી વગર મધુર કંઠે ગીત ગાવા બેઠો પણ એનું અંતઃકરણ પોતાની સ્ત્રી લલીતામાં લુબ્ધ થયેલું હતું તેથી તે ગાવા બેઠો છતાં તેને કંઇ પણ તે ગાણું પ્રીય લાગતું નહોતું અને વારંવાર લલીતાનું સ્મરણ થયા કરતું હતું તેથી તેની જીભ્યા ગાયનમાં વાંકી ચૂંકી થતી હતી એની ગાવાની ભુલો અને તેનો મનોભાવ કર્કટ ના જાણી પુંડરીક રાજાને કહ્યું—ત્યારે તે રાજાએ મદનાતુર થયેલું અંતઃકરણ વાલા લલીતને જોઇ શ્રાપ આપ્યો કે હે દુર્બધ્ધે તું

પુરૂષાદી ભક્ષણ કરવા વાળો રાક્ષસ થઈશ કેમકે તું સ્ત્રી વશ થઇ મારી સાંમુ ગાવા બેઠો એવો તેને શ્રાપ થતાં જ તે રાક્ષસ થયો તે એવો થયો કે મોટું વિકાળ મુખ અને આંખ્યો કે જોતાં જ ભયંકર માલમ પડે અને ડુંગર સમાન મોટું ગળું રાફડા જેવા નાસીકાના છેદ બે ગાઉ જાડા હોઠ બત્રીશ ગાઉ ઉંચો આ પ્રમાણે પેલો લલીત ગાંધર્વ થયો અને પોતાના દુષ્ટ કર્મનું ફળ ભોગવવા લાગ્યો. એવામાં તેની સ્ત્રી લલીતા આવી અને પોતાના પતિનું આવું વિકરાળ સ્વરૂપ એકાએક જોઇ મનમાં ચીંન્તા કરતી ઘણી દુઃખ યુક્ત થઇ વિચાર કરવા લાગી કે હાય હવે હું શું કરૂં કયાં જાઉં મારો પતિ તો પુર્વના પાપથી પીડીત થયો આ ચીંન્તામાં જે ચીંન્તામાં તેણે પોતાનું સર્વ સુખ તજી દીધું. હવે જે આ લલીત કામરૂપી રાક્ષસ પર્વત ઉપર તથા ઘોર અરણ્યમાં ભ્રમણ કરતો હતો તેની સાથે લલીતા પણ ફરવા લાગી ત્યારે પેલો રાક્ષસ પાપ કર્મમાં પ્રીતાવાળો વિરૂપ અને પુરૂષ ભક્ષણ કરવા વાળો હોવાથી દુઃખ વડે તેને અહરનીશ સુખ થાય નહી ત્યારે લલીતા પોતાના પતિના આવા અઘોર કર્મ જોઇ અતિ દુઃખથી રૂદન કરતી તેની સાથે જ ફર્યા કરતી અને ધ્રાડેસ્વરે રૂદન કરતી આ પ્રમાણે તેઓ ફરતાં ફરતાં ફરતાં શુભ યોગથી અતિ રમણીય એવા વિંધ્યાચળ પર્વતની શીખરણ ઉપર આવ્યાં અને તેમણે ત્યાં સુંદર એવો રૂષ્યસૃંગીનો આશ્રમ જોયો ત્યારે લલીતા વ્હેલી વ્હેલી જઇ વિનય અને નમૃતાથી પેલા રૂષી સમક્ષ હાથ જોડી ઉભી રહી પછી રૂશીયે તે લલીતાને જોઇ પુછ્યું કે તું કોણ છે કોની કન્યા છે ને અમારા સન્મુખ શા માટે આવી ઉભી રહી છે. આ પ્રમાણે પેલા રૂષીનું બો-

લવું સાંભળી લલીતા બોલી કે માહારાજ હું વિર ધન્વા નામના ગાંધર્વની કન્યા છું મારૂં નામ લલીતા છે અને હું મારા પતિના ઉદ્દેશથી અહીં આવી છું હે માહા મુને મારો પતિ શ્રાપ દોષથી રાક્ષસ થયો છે તેનું ભયંકર રૂપ અને દુરાચરણ જોઇ મને સુખ થતું નથી માટે હે રૂશી મહારાપર કૃપા કરી મને કાંઇક પ્રાયશ્ચિત્ બતાવો હે વીપેંદ્ર જેના પુન્યથી મારો પતિ રાક્ષસ રૂપમાંથી મુક્ત થશે એવું સાંભળી રૂશી બોલ્યા કે હે રંભોરૂ જો શાંભળ આજકાલ તો પૃથ્વીપર અગીઆરશનું વ્રત એવું છે કે તે સર્વ ફળ આપી મન કાંમના પુરે છે માટે તું તે એકાદશીનુ વ્રત કર અને તે વ્રતનું પુન્ય તારા પતિને અર્પણ કર જેથી તારો પતિ શ્રાપ દોશમાંથી મુક્ત થઇ રાક્ષસ દેહમાંથી મનુષ્ય દેહમાં આવશે આ પ્રમાણે તે સંગીરૂશીનાં વચન લલીતાએ સાંભળ્યાં અને પોતે ત્યારથી એકાદશીનું વ્રત કરવા માંડ્યું અને તેનું પુન્ય પતિને આપવા લાગી જેથી થોડાજ વખતમાં પેલો શ્રાપ મુક્ત થઇ હતો તેવા રૂપમાં આવ્યો આવી આ કામદા એકાદશી આજે છે તો હે પીતાજી આ બાળાને રામકુન્ડે સ્નાનાર્થે જવાની આજ્ઞા આપો આવી રીતે રાજાએ જ્યારે બોધદાયક વચન અને એકાદશીની કથા જ્યારે પુત્રીના મુખથી સાંભળી કે તરતજ તે સદ્‌ગુણી પુત્રીને ધન્યાવાદ આપતો બોલ્યો કે ભલે બેટાં ખુશીથી સ્નાન કરી વ્હેલા આવો અને સાથે દાશ દાસીઓ રાખજો આ પ્રમાણે પીતાની આજ્ઞા થવાથી તે પુત્રી દાશ દાશીયો સહરામકુન્ડે સ્નાનાર્થે આવી પહોંચી અને સ્નાન કરી પોતાની સરખી સૈયરો સાથે જળ ક્રીડાની રમત રમવા લાગી એવામાં આકાશ માર્ગે વહન કરતો અસુર ત્યાંથી જતો હતો તેને આ પુત્રી જોઇને

જોતાંની સાથેજ તે તેના તેજમાં અંજાયો અને મોહપા- સમાં સપડાઈ પેલી પુત્રીપર મોહીત થયો અને પોતે આ- કાશમાંથી ઉતરી પેલી પુત્રીને લઇ જવા માંડયો ત્યારે તેની સખીયો તથા માણુસો ઘણું આક્રંદ કરવા લાગ્યાં અને ક- હેવા લાગ્યાં કે પકડો પકડો પણુ કાને પકડે કારણુ કે તેતો આકાશ માર્ગે ગમન કરતો હતો અને આ બીચારાં પૃથ્વી પર ઉભાં ઉભાં પોકાર કરતાં હતાં પણુ તેની કંઇ તે અસુ- રને દયા ના આવીતે તો લઇ ચાલ્યો જાય છે એવામાં પેલી પુત્રીના પગનું ઝાંઝર જે અમુલ્ય હતું તે ત્યાં રામકુન્ડ નજીક એક માંડવ નામના રૂષી તપશ્ચર્યા કરતા હતા તેમની પર્ણ કુટીકા પાછળ પેલી પુત્રીના પગમાંથી નીકળી પડયું અને પુત્રીને લઈ પેલો રાક્ષસતો ચાલ્યો ગયો હવે પેલી સખીયો તથા માણુસો ઘેર ગયાં પણુ રાજાને કોઇની કહેવાની હી- મત ચાલતી નહોતી કારણુ કે રાજા જાણે તો શું કરે તે કોઈ જાણી શકાતું નહોતું પણુ એવામાં રાજાએજ સર્વને ઉદાશી ચ્હેરે જોયાં પણુ પુત્રીને ન જોઇ ત્યારે અતિ ક્રોધા અયુક્ત થઇ પુછયું કે તમો આવ્યા અને મારી લાડકી પુત્રી ક્યાં બોલો બોલો ઝટ બોલો ક્યાં છે ત્યારે સર્વ નમ્ર તાઇથી થઈલી હકીકતથી રાજાને વાકેફ કર્યો ત્યારે રાજાને ઘણો ખેદ અને ક્રોધ ઉપજયો જેથી પોતાના સર્વ માણુ- સોને કહ્યું કે હાલને હાલ પુત્રીની શોધ કરી લાવો નહી તો તમને બધાને ગરદન મારીશ આવો હુકમ થતાંજ પેલાં માણુસો બીચારા પોતાનો જીવ જશે એવા ગભરા- ટમાં પુત્રીની શોધમાં નીકળ્યા અને ખોળ કરતા કરતા પેલા માંડવરૂશીની પર્ણકુટીકા પાછળ રહી આગળ વધતા જાય છે પણુ એવામાં એકની નજરે પેલું અમુલ્ય જાજર પડયું જેથી તેને સર્વને અટકાવી કહ્યું જુવો આ ઝાંઝર

કોનું હશે આ કોઇ હલકા માણુસનું નહી હોય કારણ કે મહા અમુલ્ય છે એટલામાં એકે કહ્યું કે ઝાંઝર તો રાજ્ય બાળાનું છે એટલે સર્વે ત્યાંજ ઉભા રહી આગળ પાછળ ગુનેગારની તપાસ કરવા લાંગ્યાં પણ ત્યાં કોઇ રૂશી શીવાય બીજું જોવામાં આવ્યુ નહી જેથી સર્વેને પેલા રૂશીપર વ્હેમ આવ્યો કે તરતજ ત્યાંથી બે ત્રણજ જણ પોતાના રાજા પાસે ગયા અને સર્વે હકીકત નીવેદન કરી હવે જુવો દૈવ ઇચ્છા બળવાન છે તેજ પ્રમાણે આ બીચારા રૂશીને તો કંઇ પણ પોતાના ધ્યાન સીવાય બીજી ખબર નથી ને પોતે તો ધ્યાનમાં આરૂઢ થયા છે એવામાં પેલાં માણુસો રાજા સહત્યા આવી પહોંચ્યાં અને પેલા માણુસોએ પેલી ઝાંઝરવાલી જગો તેમ રૂશીને પણ બતાવ્યા પણ જ્યારે રાજાએ રૂશીને જોયા ત્યારે તેના મનમાં આવ્યું કે આ પુત્રી હરણનું કામ આ રૂશીનું હોવું ના જોઇએ એતો કોઇ બીજું પુત્રીને લઇ ગયું હશેને ઝાંઝર અહીં પડી ગયું હશે. એમ વીચારમાં પડયા ત્યારે એક માણુસ અંદરથી વિચાર કરી બોલ્યો કે આ જોગટાપર જરૂર રાજાને દયા આવી ને પુત્રીનો પત્તો ખાવાનો પણ નથી. ને આપણે જીવવાના પણ નથી તો આપણા વતી આ જોગટો મરેતો શું હરકત ભાઈ હીરાની પરીક્ષા તો ઝવેરીનેજ મોતી ચારોતો હંસનો ગુલાબ તે ગુલાબ અને કાચકી તે કાચકી, કેળ તે કેળ અને કૌચ તે કૌચ. ત્યારે આ રૂપીના ગુણો તેમજ વળી રૂશાંયોનો પ્રતાપ તે કોણ જાણી શકે. કારણકે ગુલાબનો જે ઉપયોગ કરનાર છે તેજ ગુલાબને ખરો યા ખોટો ઓળખે તેમ હીરાની પરીક્ષા ઝવેરીજ કરે છે. વિગેરે તો આ માહાત્માના પ્રતાપને વળી એવાં હલકા દરજ્જાના માણુસો શું જાણે.

મીરતે મીર ને ફકીર તે ફકીર તે ફકીર હલકા માણસોની હલકીજ બુદ્ધિ હોય છે તેજ પ્રમાણે પેલા સર્વે માણસો પોતાના માથા ઉતરતી બલા દુર કરવાના ઇરાદાથી બોલી ઉઠયાં કે હે રાજન આ રૂશી નોય પણ આતો કોઈ ઢોંગી છે કારણકે હમે એને પુત્રી સહ દુરથી જોયો હતો. અને વળી એજ આપણી પુત્રીનું ઝાંઝરૂં કહાડતો હતો. પણ અમે એકદમ ઓચીંતા આવી પહોંચ્યા એટલે એને પુત્રીને કોણ જાણે શું એ કર્યું કે હમે પાસે આવ્યા પછી તે માલમજ ના પડી. અને આ સાધુડો જાદુગારો અંદર ભરાઇ બેઠો રાજંન આ સત્ય વાત છે. અને આપણી પુત્રીને હરણ કરી લઇ જનાર પણ આજ છે જ્યારે આ પ્રમાણે સર્વેને મોઢે એક સરખી હકીકત સાંભળી ત્યારે અતિ ક્રોધા યુક્ત થઇ રાતાં ચોળને નેત્ર કરી. એકદમ ગગનમાં મેઘ ગરજે છે તે પ્રમાણે ગરજી બોલ્યો કે જાવ એ દુષ્ટને જયાંથી પુત્રીનુ હરણ થયું છે ત્યાં લઈ જઇ સુલી પર ચડાવો. એમ હુકમ કરી કરી પોતે ઘેર આવ્યો અને પેલા રૂશી ધ્યાનમાંથી મુક્ત થઇ જાગૃત અવસ્થામાં આવતાંજ રૂશીને કંઇ પણ ન પુછતાં. એક દંમ હાથમાં પગમાં બેડી ડોકી દઇ પેલી શુળી પાસે લાવી શુળીપર ચડાવી દીધા. પણ રૂશી માહાતપેશ્વરી હતા તેથી તેમના પ્રાણ કંઈ એકદમ નીકળે એમ નોતો. હવે એ વાત ચાલતી ચાલતી તેમના ભાઈ નારણ રૂશીને કાંને આવી ત્યારે તે વળી એવા ક્રોધી હતા કે જેની ફુંકે પ્હાડ ફાટે એવા તપેશ્વરી એકદંમ ત્યાંથી ક્રોધ યુકત થઇ હાથમાં જળ લઇ અકરૂડપુર તરફ આવવા નીકળ્યા તે થોડે દીવસે આવ્યા અને પોતાના ભાઇને શુળીપર મલ્યા અને કહ્યું કે ભાઇ આશુ

તમારી આટલા દીવસની કરેલી તપશ્ચર્યા ક્યાં ગઈ ત્યારે માંડવ બોલ્યા ભાઇ ભાવી પ્રબળ છે ત્યારે નારાયણ બોલ્યો કે શું ભાવી પ્રબળ છે જો તમારી આજ્ઞા હોય તો આ જળપર પુન્ય મુકી તૈયાર કર્યું છે ફક્ત તમારીજ આજ્ઞાનીજ વાર છે. ત્યારે માંડવ બોલ્યો કે ભાઇ શાંન્ત થાઓ મારા તપનું તો ભાવી પ્રબળ છે મેં પુર્વે એક ભમરાને શુળવતી વીંધ્યો તો તો તેનુંજ આ ફળ છે કે હું પણ વગર વાંકે વિધાનું છું વિગેરે ઘણું ઘણું સમજાવી નારાયણ રૂશીને શાંન્ત પાડયા અને નારાયણ રૂશીયે પુછયું કે આ આમ થવાનું શું કારણ ત્યારે માંડવ રૂશીયે સર્વે હકીકતથી નારાયણ રૂશીને વાકેફ કર્યા અને કહ્યું હવે એ આ જળ મુકી દો. ત્યારે નારાયણે કહ્યું કે હું કેવી રીતે મુકું કેમકે જો પૃથ્વી પર મુકું છું તો પૃથ્વી રસા તળમાં જાય. ત્યારે માંડવે કહ્યું કે આ તું બી પાત્રમાં મુકી ઝાડે લટકાવી દયો એ પ્રમાણે માંડવે કહ્યું એટલે નારાયણે તે પ્રમાણે જળને તું બી પાત્રમાં મુકયું અને પોતે ત્યાં જ શ્રી હરીનું ધ્યાન ધરતા બેઠા. હવે માંડવ રૂશી નાતપશ્ચર્યાનો જેવો પ્રભાવ હતો તેવો જ વળી આ નારાયણ રૂશીની તપશ્ચર્યાનો પ્રભાવ હતો એવો પ્રભાવ હતો કે ભલા ભલાને તપાવી નાખે એવી રીતે ત્યાં માંડવ રૂશી પણ ઇશ્વરનું ધ્યાન કરે છે અને નારાયણ પૃથ્વી પર ધ્યાન ધરતા બેઠા છે. એવામાં રાત્રી પડી ને થોડોક વખત થયો હશે એટલામાં આપણાં દેવી નર્મદા પોતાના પતિ કૌસીકને માથા પર લઇ ત્યા આવી પહોંચ્યા પણ અંધારૂં અને થાક ત્યાં ભુખ તરસ વેઠી વેઠી શકતી હીણ થયેલાં એવાં દુખી છતાં પણ પણ પતિની સેવા કરવા ચૂકતાં નથી. અહા ખરેખર શીયળવતી તો એ જ અનસૂયા દેવીનો જોડો હવે તે સતી

પોતાના પતિ સહ પેલી સુળી પાસે રહી જાય છે, તેવામાં અંધારાને લીધે પેલી સુલીમાં અથડાયાં એટલે પેલી સુલી હાલો જેથી પેલા રૂશીને ઘણું દુઃખ થયું. અને પોકાર કર્યો કે હે શ્રીહરી મને અત્યારે પણ કોઇ જંપવા દેતું નથી દુઃખીને વધારે દુઃખી કરે છે જ્યાં એવો પોકાર કર્યો કે તરતજ પૃથ્વી પર આસન માંડી બેઠેલા માહા ક્રોધી નારાયણ રૂશી ધ્યાંનથી જાગૃત થઇ અતિ ક્રોધા યુક્ત થઇ કહેવા લાગ્યા અરે તું કોણ છે. ત્યારે દેવીએ કહ્યું કે માહારાજ ક્ષમા કરો હું મારા પતિને યાત્રા કરાવવા નીકળેલી છું અને અંધરાને લીધે અથડાઈ છું તેજ વખતે નારાયણરૂશીને ઘણો ક્રોધ ચઢ્યો અને શ્રાપ દીધો કે મારા દુઃખી બંધુને સ્પર્શ કરી દુખ દેનાર સુર્યોદય પહેલાં તારો પતિ યમદ્વાર જાઓ તે વખતે તરતજ પોતાને માંથેથી કંડીયો ઉતારી રૂશીના મોં આગળ મુકયો અને કહ્યું હે મહા મુને મને ક્ષમા આ- પી શ્રાપનો અનુગ્રહ કરો એમ ઘણીવાર વીંનતી કરી પણ રૂશી નારાયણ જે મહા ક્રોધી તે એકના બે થયા નહીં ત્યારે દેવીયે કહ્યું કે રૂખી આપ જાણો છો કે જે શીયળ વતિ સ્ત્રીયો છે તેને રંડાપો વિધવા પણું હોતું નથી તો પછી આપ શો વિચાર કરી શ્રાપ આપ્યો માટે હજુ પણ અનુગ્રહ કરો પણ રૂષીયે માન્યું નહી ત્યારે દેવીએ શ્રી સુર્યનારાયણને વિનંતી કરી કહું કે સુર્ય નારાયણ આજ સુધી મેં બરોબર શીયળવ્રત જાળવ્યુ હોય અને કાઇક માનસીક વાચીક એ જે ત્રણ પાપકર વાના પ્રકારો બતાવેલા છે તે પૈકી મેં એકે પ્રકારમાં કાંઈ પણ જાતનું પાપ ન કર્યું હોય અને પતિ શેવા સંપુર્ણ રીતે કરી હોય તો મારી આજ્ઞા સીવાય તારે ઉદય થવું

નહીં જ્યાં સૂર્ય નારાયણને આવી આજ્ઞા થઇ કે રાતની રાત રહી બીલકુલ સૂર્યોદય થતો નથી. જેથી પૃથ્વીમાં ભારી કોલાહલ મચી રહ્યો બ્રામણો પોકારી ઉઠયા અને બીચારા પશુ પક્ષીયો. જેનો નીવાહ વનની વનસ્પતી પર જ છે. એવા અનેક પ્રાણીયો મહા દુખી થવા માંડયાં ત્યારે પણે સ્વર્ગમાં પણ ભારી ખળભળાટ પેદા થયો. કારણ કે જ્યારે દેવો સુર્યને અરઘ આપી પુંજા કરે ત્યારે જ અન્ન પ્રાસંન કરે તો તેઓ પણ સુર્યના રાયણ નહી ઉદય થતાં અતિ કષ્ટ વેઠવા લાગ્યાં અને આ પ્રમાણે ત્રણે લોકમાં ભારે ખળભળાટ પેદા થયો શ્રી પ્રભુ પણ ગભરા· યા કે આશો ગજબ પણ મારે તો સતીએ શરખી અને રૂશી પણ સરખા એમ ધારી નારદને બોલાવી સૂચવ્યું કે તમો દેવી અનસૂયાને જઇ આ બાબત જાણ કરો અને આ તમામ સૃષ્ટીના પશુ પક્ષી અને અનેક પ્રાણીયોના કષ્ટ હરો જ્યા નારદને આજ્ઞા થઈ કે તુરત માતાજી પાસે આવી સર્વ હકીકતથી દેવી અનસૂયાને તથા અત્રી મુનીને વાકેપ કર્યા અને અત્રી મુની પાસે આજ્ઞા લઇ તેઓ ત્યાં જ્યાં સતી નર્મદા છે ત્યાં આવ્યાં જ્યારે નર્મદાએ દેવી ને સાંમા આવતાં જોયાં ત્યારે તેમને સામું જઈ સારો આદર સત્કાર આપી હળી મળી તેડી લાવ્યાં અને દેવીને સર્વ હકીકતથી વાકેફ કર્યા. ત્યારે રહીને દેવી બોલ્યાં સતી નર્મદે તું કૂશળ છે. દેવી જે પતિની પુર્ણ પ્રેમથી સેવા કરી પ્રાણ જતાં પણ તેનું રક્ષણ કરે છે સાસુ સસરાને તિર્થરૂપ ગણે છે પતિને અનેક કાર્યો કર· વાનાં સલાહ રહાયતા અને સંતોષ આપે છે અને નીરં· તર મધુર વચનો બોલી પોતાના પતિને સંતોષ પમાડે છે તથા જે ચોરાશી લાખ અવતારમાં અમુલ્ય મનુષ્યા દેહ

મેળવી જગતના સુખાર્થે હીતકારક કાર્યો કરે છે તેને ધન્ય છે. જગતના અવગુણો દુર કરી ઉપકાર કરવામાં કેવળ પ્રીતીવાળાં થતાં નથી તેનાં જીવીત ધન ધામધરા વિગેરે ગુણો તમામ વ્યર્થ છે જેણે સદ્‌ધર્મે વર્તી બન્ને કુળનો ઉદ્ધાર કર્યો તેનેજ કુળવાન કન્યા સમજવીને તેણેજ અસાર સંસારને સાર રૂપ કર્યો તો હે દેવી નર્મદા તારામાં સર્વ સુલક્ષણા ગુણ છે જ્યારે નર્મદાએ દેવીને મોઢેથી એવા વચન સાંભળ્યાં ત્યારે અહંકાર ન કરતાં ઉલટાં દેવી પ્રત્યે નમ્રતાથી કહેવા લાગ્યા કે હે સતી ત્રીલોકયને પવિત્ર કરનાર ભગવતી દેવી અનસૂયા માતા હું તો આપ જેવાં સતીયોના પગનીજ રજ છું હું કશા લેખામાં નથી આપ આ દીન દાસીપર કૃપા કરી પધાર્યા જેથી હું આપની અધીકા અધીક આભારી થઇ છું ને આપના પધારવાથી અતિ સંતોષ થયો છે. તો હવે આપની મારા પ્રત્યે જે આપની યોગ્ય આજ્ઞાના હોય તે કહેશો ત્યારે દેવી અનસૂયાયે તે દેવી નર્મદાને ધન્યવાદ આપતાં કહેવા લાગ્યાં કે હે દેવી નર્મદા તેં તારા પ્રીય પ્રાણ વલભના સુખ સારૂ જે ઉપાય કર્યો છે તે છે તો વ્યાજબી પણ ત્રણે લોકની દેવદાનવો રૂશી મુનિયો પશુ પક્ષી વિગેરે આદી ઘણા દુખી થાય છે માટે હવે સર્વને સુખ કરવા શ્રી સુર્યે નારાયણને આજ્ઞા કર આવી મોટી આપતીને ગ્રહણ કરી સર્વનો ઉધ્ધાર કરીશ તેથી તને કાંઇ પણ દુખ થશે નહી ત્યારે દેવી નર્મદા બોલ્યાં કે માતુ શ્રી આપનું કહેવું સત્ય છે ત્યારે ધર્મ સાહસ્ત્રની બાબતને શું તમો ખોટી કહો છો કે જે સ્ત્રી શીયળ શાહ્ની છે તેને વિધવાપણું નહી. ત્યારે આ તો હું વિધવા થવાની ત્યારે દેવીએ કહ્યું. ના તે બાબત ખરી છે પણ જા હું કહું છું કે તને વિધવાપણું

નહી આવે એમ જયા દેવીએ કહ્યું કે તરત નર્મદાએ સૂર્ય નારાયણને આજ્ઞા કરી કે સૂર્ય નારાયણ ઉદય પામ્યા. અને જય નાદના ઘોશ સાથે પુષ્પ વૃષ્ટી થઇ અને દેવી અનસૂયાને ધન્યવાદ આપી રૂષી દેવો આદી આશીર્વાદ દેવા લાગ્યા હવે જ્યાં પણે સુર્ય નારાયણ ઉદય થયા કે તરતજ પેલો કૌશીક નર્મદાનો પતિતેનો સ્વર્ગ વાશ થયો. ત્યારે અનસૂયાયે પોતાનું પુન્ય મુકી તેને પાછો સજીવંન કર્યો. અને તેને રામ કુંડમાં ન્હાવાની આજ્ઞા આપી જે આજ્ઞાનાં થતાં સ્નાન કરવા ગયાને સ્નાન કર્યું પછી દેહ સામુ જોયું તો કંચન જેવી થઈ ગયલી જોઇ જેથી તે તથા નર્મદા ઘણાં નમ્રતાપુર્વ દંડવત કરી અનસૂયાની સ્તુતી કરવા લાગ્યાં ત્યારે દેવીએ નર્મદાને આ-શીર્વાદ આપ્યો કે જા આ પતિ શાથે ઘણાં વર્ષ શુખ ભોગવી સ્વર્ગમાં જજે જ્યારે આ પ્રમાણે અહીં થયું ત્યારે જે માંડવ તથા નારાયણુના તપના પ્રભાવથી પેલો રાક્ષસ પુત્રીલઇ ગયો હતો. તે પાપી રાક્ષસથી રૂષી માંડવ તથા નારાયણ મુનીની તપશ્ચર્યાનો તાપ જેર થયો નહીં જેથી તે કન્યાને પાછી તેના પીતાને ત્યાં મુકવાના વિચારમાં હતો તેવામાં આવો બનાવ બન્યો કે જ્યાં સુર્યનારાયણજ ઉદય થતો નથી. તેમ તેમ પેલા તપેશ્વરીયોનો તાપ પણ સહન થતો નથી. પણ જ્યારે માતાજીયે આવી રૂષી સતીનું મા-ન્ય રાખ્યું અને સુર્યને ઉદય થવા આજ્ઞા આપી કે સુર્ય ઉદય થયો કે તરતજ પેલો માહા પાપી રાક્ષસ પેલી પુ-ત્રીને લાવી રાજા પાસે મુકી ગયો અને દીન વાણીથી બોલ્યો કે હે રાજંન તારી પુત્રીને હું લઇ ગયો હતો ને તેં જે પેલા માંડવ મુનીને તારા માણસોના કહેવાપર

ભરોંસો રાખીને તે બીચારા નીરપરાધીને શુળીપર ચડાવ્યો છે તેને ઉતાર જ્યાં આવું અકરૂર પતિયે સાંભળ્યું કે તેને અતિ ખેદ થયો અને પેલી પુત્રીને સાથે લઇ શુળી પાસે આવ્યો અને રૂપી પત્યે ઘણા કાલાવાલા તથા વિનય વચનથી કહેવા લાગ્યો હે મહા મુની આપ હવે પાછા ઉતરો અને આ પાપીના થયલા અપરાધને ક્ષમા આપો આ પ્રમાણે ઘણી આજીજીયો કરી ત્યારે મહા મુની માંડવ નીચે તર્યા એટલે રાજાએ ભયના માર્યા વિનંતી કરવા માંડી કે હે માહામુની હવે આ મારી પુત્રીનું પાણી ગ્રહણ કરો અને મને મારા થયલા પાપોથીમુક્ત કરો અને હવે મારી પુત્રી લાયક તમોજ છો તો મારી નમ્રતા ભરેલી વાણીપર તેમજ હું અપરાધી કે જે માણસોના કહેવા ઉપર ભરોંશો રાખી તમને દુઃખી કર્યા તે હું કયે જન્મ છૂટીશ માટે તમોજ મારી પુત્રીનું પાણી ગ્રહણ કરી મને પાપીને કૃતાર્થ કરી દોશમાંથી મુક્ત કરો આવી રીતે જ્યારે રાજાએ ઘણી આજીજી કરી ત્યારે તે રૂપીયે તેની માંગણીનો સ્વીકાર કર્યો જેથી રાજા બોલ્યો કે મારા જેવા દુષ્ટ કાચા કાનના અને હલકા દરજ્જાના માણસો તેમજ પર માણસોના કહ્યા મુજબ વર્તી પરને સંતાપનારા મારા જેવાને હજારો ધીક્કાર છે કે, પોતે ખરીખાત્રી કર્યા શીવાય બીજાને દુખી કરે પણ આજકાલતો મારા જેવા કાચા કાનના તેમજ પર માણસનો વિશ્વાસ કરનારા ઘણાજ છે પણ જુવો મેં કાચા કાન રાખ્યા અને માણુસો પર વિશ્વાસ રાખ્યો જો આવા મહા મુનીઓની સેવા કરવાને બદલે તેમની મેં આવી મોટી સેવા કરી કે તેમને દુઃખી કરી હું દોશીત થયો, માટે હે આર્ય બન્ધુ

ઓ તમારે પણ દરેક વાતે કાચા કાન ન રાખતા તેમજ પરના કહેવા પર વિશ્વાસ ન કરતા તમારે જાતેજ ખાત્રી કરવી. પછી ભલે તે ગુન્હેગાર હોય યા ન હોય તો પણ આવું સાહસ કૃત્ય ન કરવું એવી મારી સર્વે પ્રત્યે વિનંતી છે.

જ્યારે રાજાએ આ પ્રમાણે રૂશીમાંડવને પોતાની પુત્રી આપી ત્યારે આ બાજુ દેવી નર્મદા તથા અનસૂયાયે પણ રાજાને ઘણો ધન્યવાદ આપ્યો. અને કહ્યું હે રાજન આ રાંમ કુંડ ઘણો જીર્ણ થયો છે માટે એને બરોબર દુરસ્ત કરાવવા કહ્યું અને પોતે દેવી અનસુયા બોલ્યાં કે કોઈ પણ પતનો રોગી યા ગમે તેવા ભયંકર રોગ વાળો મનુષ્ય આ કુંડમાં બરોબર એક વરસ પરીપુર્ણ સ્નાન કરશે તો તે ગમે તેવા રોગ આદી પાપોમાંથી મુક્ત થશે આ પ્રમાણે રાંમ કુંન્ડનો મહીમા વધારી દેવી અનસૂયા તથા નર્મદા ત્થા સર્વે સર્વેને સ્થાનકે ગયાં. ત્યારે પણ શ્રી પ્રભુએ દેવીને આપેલો કામવર યાદ આવ્યો ને પોતે દેવીને ત્યાં અંશરૂપે ત્રણે દેવો અવતર્યા જેમાં બ્રહ્માના ચંદ્રમાં ને રૂપે શ્રી કૃષ્ણ પરમાત્મા દત્તાત્રી રૂપે અને શંકર દુર્વાસા રૂપે એ રીતે ત્રણે દેવો અંશરૂપે અવતાર ધારણ કર્યો જે વાત જગત જાહેર છે.

---

## વાંચકવૃંન્દો પ્રત્યે વિનંતી.

વ્હાલા સુજ્ઞ ચાણાક્ષ વાંચકો આપે શ્રી પ્રભુના કરેલાં કાર્યો જોયા કે એ પોતે દીનાનાથ દીનબન્ધુ દીનદયાળ ભક્તવત્સળ પ્રભુજી ભક્તીનેજ આધીન છે જુવો દેવી

અનસૂયાજી તથા નર્મદા આદી ભકતોના શ્રી પ્રભુએ જુદાં જુદાં રૂપે કેવાં કેવાં કાર્યો કરી ભકતોની મહત્વતા વધારી છે વિગેરે આપ સુજ્ઞ અને ચાણુક્ષ વાંચકોનું અ-જાણ્યું નથી તો આપજ એ બાબતમાં વિચારી લેશો આ પણે પણ તે પ્રમાણે ભક્તી કરીયે તો આપણાપર પણ કેમ પ્રભુ પ્રસન્ન થાય જરૂર જરૂર થાયજ થાયજ માટે એતો દરેક મનુષ્યોની ફરજ છે કે આ વખત મનુષ્યા દેહ મળ્યો છે પણ ફરી ફરી મળશે કે નહીં તે કોને ખબર છે તો આ અમુલ્ય મનુષ્યા દેહનો આવેલો અવ-તાર અફળ ન જવા દેતાં જેટલી ભક્તી થાય તેટલી ઓછી છે માટે ગમે તેમ કરી ઇશ્વર ભક્તી કરી શ્રી પ્રભુને રીઝવવા જોઇયે હવે આસતી અનસૂયા નૉવેલ યાને જીવન ચરીત્ર શ્રી પ્રભુ કૃપાથી સમાપ્ત થાય છે શ્રી પ્રભુ વંદ્રાવન બીહારીલાલ અને દ્વારકાંના અધીપતિયે મારો ઉઠાવેલો શ્રમ સફળ કર્યો છે જેથી હું તેમનો અધીકા અધીક આભારી થયો છું અને પ્રભુ પ્રત્યે પાર્થના કરૂં છું કે એજ પ્રમાણે મને અને વ્હાલા વાંચકોને સુબુદ્ધી આપી કુબુદ્ધી કાપી મને અને વ્હાલા વાંચકોને ભક્તી માર્ગે દોરવે એવી મારી શ્રી પ્રભુ તમોને અભય પ્રાર્થના છે અનસૂયા નૉવેલમાં જે જે ગણ માત્રા વાકયફેર વિગેરે હોય તો તે મારા વ્હાલા વાં ચકો મારો પ્રથમનો પ્રયાસ જાણી દર ગુજર કરશો એમ આ શેવક આશા રાખે છે અને જેવો મારો શ્રમ વિહા-રીલાલે સફળ કર્યો તેવીજ રીતે વાંચકોનો પણ શ્રમ સ-રળ થાય; અને સુબુદ્ધી શ્રી પ્રભુ પ્રેરો. તથાસ્તુ શાંન્તી.

---

## સ્તુતી.

ધરો પ્રભુનું ધ્યાંન જન સો ધરો પ્રભુજીનું ધ્યાંન; જ.
સ્રષ્ટી કરતા દેવા દયાળુ, આપે અતિ ખાનપાન જ.
સ્રષ્ટી કર્ત્તાનો ગુણ જરી ઉરે ધરીને, કરો હમેશ તેના ગુણ ગાન. જ.
જુવો ધર્યું ધ્યાન અનસૂયા દેવીએ, જગમાં પામ્યાં ઝાઝું માન; જ.
અભીમાન ધર્યો જ્યારે ત્રણે શક્તીયે, ત્યાં ઉતાર્યો વિષ્ણુએ થઈ બળવાન. જ.
ઉતર્યો હંકાર જ્યારે ત્રણે શક્તીનો, કે આખર ખુલ્યા કાન. જ.
અભીમાન છે એ દુઃખનો અંકુર, અંકુરખરે દુઃખનીદાન. જ.
સ્ત્રી હઠ પણ છે એ એવી, જુવો નજરો નજર ગુણવાન જ.
સ્ત્રી હઠ તે બ્રાહ્મણીએ કીધી, તોતે પામી જ્યાં ત્યાં અપમાન.
આખર ફર તેનાં કેવાં જામ્યાં, પડી અગ્નીકુંડ તજી જ્ઞાન.જ.
તેવીજ વળી પરદારજ જાણો, આખર નર્કની ખાણ. જ.
સુકીત કરેલું સર્વે તજી દઈ, ખાયે યમના ઘાણ. જ.
પ્રથમ પ્રયાસ આછે માહરો, અલ્પ બુદ્ધી હું અજ્ઞાન. જ.
વાક્યફેર કે ગણુમાત્રા હું ચૂક્યો, કરો ક્ષમા ગુણવાન. જ.
લળી લળી પ્રભુ આપને વિનવું, આપ નામની કમાયો ખાણ
સતી અનસૂયા તમ પ્રતાપે, સંપુરણ કીધો સાર;
નાથ સુતને આશરો ત્હારો, આપ છો શૈના આધાર. જ.
કૃષ્ણચંદ્ર સ્વામી પાયે પડું છું, શ્રમ સફળ કર્યો મારો રાખી માન. જ.

તેવોજ શ્રમ વાચકવૃંદનો કરી, કરો કુશળ કલ્યાણ. જ.
નાથ સુત ભગુ પ્રેમેજ વિનવે, આપો સર્વને સુભ ગુણજ્ઞાન.જ

માહારા વ્હાલા વાંચકવૃંદો જેવો મારો લખવાનો શ્રમ શ્રી કૃષ્ણચંદ્ર સ્વામીએ સફળ કર્યો છે તેવોજ આપનો શ્રમ પણ પ્રભુ સફળ કરે, એમ મારી ઈશ્વર પ્રત્યે અભય પ્રાર્થના છે.

## શાંન્તી. શાંન્તી. શાંન્તી.



